પ્રકાશન નંબર ૩૪૩

# એક મિનિટનો મદ્રસા

પ્રેરક

હઝરતે અકદસ

મૌલાના શાહ અબરારુલ હક સાહેબ

(દામત બરકાતુહુમ)

લેખક

હઝરત મૌલાના

હકીમ મુહમ્મદ અખ્તર સાહેબ

(દામત બરકાતુહુમ)

અનુવાદક અબ્દુલકાદિર ફાતીવાલા

પ્રકાશન નંબર ૩૪૩

# એક મિનિટનો મદ્રસા

પ્રેરક

**હઝરતે અકદસ**

**મૌલાના શાહ અબરારુલ હક સાહેબ**

**(દામત બરકાતુહુમ)**

લેખક

**હઝરત મૌલાના**

**હકીમ મુહમ્મદ અખ્તર સાહેબ**

**(દામત બરકાતુહુમ)**

અનુવાદક

**અબ્દુલકાદિર ફાતીવાલા**

પ્રકાશક

પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

મુ.પો. કંથારીઆ - ૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (ગુજરાત)

☎ : (02642) 66786 / 41480

પ્રકાશન વર્ષ

પ્રથમ આવૃત્તિ

હિજરી સન ૧૪૨૨

મુતાબિક

ઈસવી સન ૨૦૦૨

# મોતને ધ્યાનમાં રાખો

بسم الله الرحمن الرحيم

રહ કે દુન્યામે બશરકો
નહીં ઝૈબા ગફલત,
મૌતકા ધ્યાન ભી લાઝિમ હે
કે હરઆન રહે.
જો બશર આતા હે દુન્યામેં
યહ કહતી હે કઝા,
મૈં ભી પીછે ચલી આતી હૂં
ઝરા ધ્યાન રહે.

# દરેક કામ સુન્નત પ્રમાણે કરો

بسم الله الرحمن الرحيم

صلى الله عليه وسلم

નકશે કદમ નબીકે હૈં
જન્નત કે રાસ્તે,
અલ્લાહસે મિલાતે હૈં
સુન્નત કે રાસ્તે.






بسم الله الرحمن الرحيم

મદ્રસે એક મિનટ કે ઔર
યહ અનવાર સુન્નત કે,
જહાંમે આમ હો જાએ
યહ સબ ગુલઝાર સુન્નત કે.



# અનુક્રમણિકા

# પ્રસ્તાવના



**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

આજકાલ હઝરતવાલા હરદોઈ જયાં પણ પ્રવાસે જાય છે ત્યાં એક મિનિટનો મદ્રસા ચાલુ કરવાની સલાહ આપે છે તથા તેનો અમલ અને પ્રેકિટસ પણ કરાવે છે.

મુસલમાનોમાં ગફલતનો રોગ વધતો જાય છે. લાંબી વઅઝ સાંભળતા ગભરાય છે. મોટા ભાગે ઓફિસની નોકરી અથવા વેપાર-ધંધાની પ્રવૃત્તિઓ પણ વઅઝ સાંભળવામાં નડતર બને છે. એટલા માટે ફજરની નમાઝ બાદ યા અસરની નમાઝ બાદ યા બંને સમયે એક મિનિટના મદ્રસાના આ આસાન તરીકાની સલાહ આપે છે. જેથી એક પણ ઉમ્મતી મહરૂમ ન રહે અને દીનની જરૂરી વાતોને જાણી લે.

આ એક મિનિટના મદ્રસામાં નીચેના વિષયો બયાન કરવાની સલાહ આપે છે :

[૧]

નમાઝની સૂરતો, દુઆઓ અને તસ્બીહાતના એકે એક શબ્દનો તરજુમો અને ભાવાર્થ બતાવવામાં આવે. એનો ક્રમ નમાઝના ક્રમ પ્રમાણે હોવો જોઈએ. પ્રથમ અલ્લાહુ અકબર, પછી સના, પછી અઊઝુ બિલ્લાહ, પછી બિસ્મિલ્લાહ, પછી સૂરએ ફાતિહા... વગેરેનો તરજુમો બતાવવો.

નમાઝ પઢતાં પઢતાં વરસો વીતી જાય છે છતાં લોકો પોતાની નમાઝની તસ્બીહાત, દુઆઓ, અઝકારનો તરજુમો જાણતા નથી ! એટલા જ માટે નમાઝમાં દિલ લાગતું નથી. નમાઝમાં જે કંઈ પઢવામાં આવે છે તેનો તરજુમો જો જાણતા હોય અને તેની તરફ ધ્યાન રાખવામાં આવે તો નમાઝનો લુત્ફ વધી જાય અને નમાઝમાં એકાગ્રતા તથા હુઝૂરી પણ પ્રાપ્ત થાય. સામાન્ય નિયમ એ છે કે :

**'અન્નફસુ લા તતવજ્જહુ ઈલા**
**શયઐનિ ફી આનિંવ્વાહિદિન'**

મનોવિજ્ઞાનનો નિયમ છે કે મગજ એક સમયે બે તરફ ધ્યાન આપી શકતું નથી. એટલે જયારે પોતાના પરવરદિગારથી મુનાજાત (દુઆ) કરે છે ત્યારે તેના ભાવાર્થનો ખ્યાલ રાખવામાં આવશે તો ગૈરુલ્લાહની તરફ ધ્યાન જઈ શકશે નહિ.

નમાઝને હસીન (સુંદર) બનાવવાની રીત આ હદીષમાં છે :

**'ઈઝા કુમ્ત ફી સલાતિ-ક ફસલ્લી સલાતિન મુવદ્દિઈન'**

જયારે નમાઝ પઢો ત્યારે એ નમાઝને પોતાની છેલ્લી નમાઝ સમજો. કદાચ બીજી નમાઝ સુધી જિંદગી ન હોય. જે વ્યક્તિ આવો વિચાર કરીને નમાઝ પઢશે તે પોતાની નમાઝને કેટલી હસીન અને સારી પઢશે ! આ મિશ્કાત શરીફની એક હદીષનો અંશ છે.

મુલ્લા અલી કારી (રહ.) એ જ હદીષના આ અંશની શર્હ (સમજૂતી) આ પ્રમાણે કરે છે :

**'મુવદ્દઈન અય બિમા સિવલ્લાહિ બિલ ઈસ્તિગરાકી ફી મુનાજાતિ મવલાહૂ.'**

**(મિશ્કાત જિલ્દ : ૯ પાનું : ૩૯૧)**

પોતાના મૌલાની મુનાજાતમાં ડૂબી જવા માટે પોતાના દિલને ગૈરુલ્લાહથી ખાલી કરી લો.

**[૨]**

એક દિવસે એક સુન્નત બતાવવામાં આવે. બીજા દિવસે બીજી સુન્નત બતાવતી વખતે પહેલાં દિવસની સુન્નતનું પુનરાવર્તન કરે. એ જ પ્રમાણે ત્રીજા દિવસે ત્રીજી સુન્નત બતાવતી વખતે પહેલાં અને બીજા દિવસની

સુન્નતનું પણ પુનરાવર્તન કરે. એ રીતે એક સુન્નત ત્રણ દિવસ અને ત્રણ સુન્નત એક દિવસનો ક્રમ થશે અને યાદ કરવામાં આસાની થશે.

દરેક મસ્જિદના ઈમામ સાહેબો જો આ જ પ્રમાણે એક મિનિટનો મદ્રસા ચાલુ કરે તો નમાઝ, વુઝૂ, ખાવું, પીવું, સૂવું, જાગવું, મસ્જિદમાં આવવું-જવું...વગેરેની તમામ સુન્નતોને લોકો જાણી શકે અને વરસમાં ૩૬૦ સુન્નતો યાદ થઈ શકે !

**નકશે કદમ નબીકે હૈં જન્નતકે રાસ્તે,**

**અલ્લાહસે મિલાતે હૈં સુન્નતકે રાસ્તે.**

**[૩]**

જહન્નમમાં ઘસડી જાય એવા મોટા મોટા ગુનાહોમાંથી એક ગુનાહ બતાવવામાં આવે, જેથી તૌબાની તૌફીક થાય.

**[૪]**

ગુનાહોના કારણે દુનિયામાં જે નુકસાન થાય છે તે હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ પોતાની કિતાબ 'જઝાઉલ આ'માલ'માં લખેલાં છે. તેમાંથી દરરોજ એક નુકસાન બતાવી દેવામાં આવે. તે પછી ગુનાહના કારણે આખિરતમાં થતાં કેટલાક નુકસાનો પણ દરરોજ એક એક બતાવી દે.

## [૫]

નેકીઓના કારણે દુનિયામાં જે લાભો થાય છે તેમાંથી દરરોજ એક બતાવી દેવામાં આવે અને છેવટે આખિરતનો એક એક લાભ પણ દરરોજ બતાવી દેવામાં આવે.

આ પાંચ વાતોને એક મિનિટમાં બયાન કરી દેવું એ એક મિનિટનો મદ્રસા છે. એક મિનિટના મદ્રસાથી કદાચ કોઈ પણ મહરૂમ ન રહેશે, કારણ કે મશગૂલમાં મશગૂલ માણસ પણ એક મિનિટ આપી શકે છે.

તે પછી દર્સે તફસીર યા દર્સે હદીષનો જે સિલસિલો ઉલમાએ કિરામ અને અઈમ્મએ કિરામનો હોય તેને ચાલુ કરે. જેમની પાસે સમય હશે તેઓ એમાં શરીક થશે અને જેમની પાસે સમય ન હશે તે એક મિનિટના મદ્રસાથી લાભ ઉઠાવશે.

અલ્લાહ તઆલા એક મિનિટનો મદ્રસા આખી દુનિયામાં ચાલુ ફરમાવે અને તમામ મુસલમાનોને એનાથી સંપૂર્ણ લાભ અને ફાયદો પહોંચાડે તથા એના લેખક (અનુવાદક અને પ્રકાશક)ના માટે કિયામત સુધી સદકએ જારિયહ બનાવે, આમીન !

**વ આખિરુ દઅવાના અનિલ્હમ્દુ લિલ્લાહિ**

**રબ્બિલ આલમીન.**

# સબક : ૧

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

ٱللَّهُ أَكْبَرُ 'અલ્લાહુ અકબર'

**ભાવાર્થ :**

'અલ્લાહ તઆલા સૌથી મહાન છે; બલકે મહાનતા માત્ર અલ્લાહના માટે જ ખાસ છે.'

## 2 એક સુન્નત

નમાઝના કિયામ (ઊભા રહેવા)ની સુન્નતોમાંથી એક સુન્નત એ છે કે :–

કિબ્લા તરફ મુખ કરીને માથું ઝુકાવ્યા વગર સીધા (ટટ્ટાર) ઊભા રહેવું.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈના પર હકારત (નફરત)થી હસવું પણ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહનાં કારણે દુનિયામાં જે નુકસાનો થાય છે તેમાંથી એક એ છે કે ગુનાહની નહૂસત (ગંદકી)થી બંદાને દીનના ઈલ્મથી મહરૂમ (વંચિત) કરી દેવામાં આવે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને સારા કામોથી દુનિયામાં જે લાભો મળે છે તેમાંથી એક એ છે કે રોઝીમાં બરકત આપવામાં આવે છે. કયારેક રોઝી (રિઝક)માં જાહેરી વધારો પણ થાય છે અને બરકત તો હંમેશાં થાય જ છે.



# સબક : ૨

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

سُبْحَانَکَ اللّٰھُمَّ **'સુબ્હાનકલ્લાહુમ્મ'**

**ભાવાર્થ :**

'હે અલ્લાહ ! અમે તારી પાકી બયાન કરીએ છીએ.'

## ❷ એક સુન્નત

ગઈ કાલે નમાઝમાં કિયામની સુન્નતોમાંથી એક સુન્નત કિબ્લા તરફ સીધા ઊભા રહેવું અને માથું ન ઝુકાવવું બતાવી હતી.

આજનો સબક એ છે કે :

પગની આંગળીઓ પણ કિબ્લા તરફ રાખવી અને (બંને પગ વચ્ચે) ચાર આંગળ જેટલી જગા રાખવી મુસ્તહબ છે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈને ટાણો મારવો પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે રિઝક (રોઝી) ઘટી જાય છે યાને રિઝકની બરકત ચાલી જાય છે. ભલે જાહેરમાં રિઝક વધારે દેખાય, પરંતુ એનો ફાયદો ઓછો થઈ જાય છે. દાખલા તરીકે બીમારી, પરેશાની, ઈસરાફ (નકામા ખર્ચાઓ) વગેરે પર ખર્ચ થઈ જાય.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઇબાદતનો દુનિયાનો એક ફાયદો એ છે કે જાત જાતની બરકતો આસમાન અને જમીનમાંથી ઊતરે છે.



# સબક : 3

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَبِحَمْدِكَ ‘વ બિહમ્દિ-ક’

**ભાવાર્થ :**

‘અને તારી તારીફ બયાન કરીએ છીએ.’

## ❷ એક સુન્નત

નમાઝમાં કિયામની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] કિબ્લા તરફ સીધા ઊભા રહેવું અને માથું ન ઝુકાવવું.

[૨] પગની આંગળીઓને પણ કિબ્લા તરફ રાખવી.

આજનો સબક, ત્રીજી સુન્નત એ છે કે :

મુકતદીની તકબીરે તહરીમા ઇમામની તકબીરે તહરીમા પછી તરત જ હોવી જોઈએ.

(**સૂચના** : મુકતદીની તકબીરે તહરીમા જો ઇમામની તકબીરે તહરીમા કરતાં પહેલાં પૂરી થઈ જશે તો ઈકતિદા સહીહ ન થશે.)

['વહવાવી']

## ૩ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈને બૂરા લકબથી બોલાવવું (સંબોધવું) પણ છે.

જેમ કે : હે આંધળા ! હે લંગડા ! હે જાડા ! વગેરે કહેવું મોટો ગુનાહ છે.

## ૪ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહગારને અલ્લાહ તઆલાથી એક વહશત (ઘૃણા-ગભરામણ-નફરત) જેવી રહે છે.

## ૫ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઈબાદતનો એક ફાયદો એ છે કે દરેક પ્રકારની તકલીફ અને પરેશાની દૂર થાય છે. અલ્લાહ તઆલા દરેક પ્રકારની મુશ્કેલીઓમાંથી નજાત (મુક્તિ) આપે છે.

# સબક : ૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَتَبَارَكَ اسْمُكَ 'વ તબારકસ્મુ-ક'

**ભાવાર્થ :**

'અને તારું નામ ઘણું બરકતવંત છે.'

## ❷ એક સુન્નત

નમાઝમાં કિયામની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પગોને કિબ્લા તરફ રાખવા.

[૨] મુકતદીની તકબીરે તહરીમા ઇમામની તકબીરે તહરીમા પછી તરત જ હોવી જોઈએ.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

તકબીરે તહરીમા કહેતી વખતે (પુરુષોએ) બંને હાથ કાન સુધી ઉઠાવવા.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

બદગુમાની કરવું અર્થાત શરઈ દલીલ વગર કોઈને બૂરો સમજવું મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહો કરવાથી માનવો તરફ પણ વહશત (ઘૃણા, નફરત) થવા લાગે છે. ખાસ કરીને અલ્લાહવાળાઓની સુહબતથી વહશત અને ગભરાટ વધી જાય છે, જેના કારણે તે શખ્સ અલ્લાહવાળાઓની સુહબતની બરકતોથી મહરૂમ થઈ જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

બંદગી અને નેકીથી દુનિયાનો એક ફાયદો એ છે કે, મકસદો પૂરા થવામાં આસાની થાય છે. અલ્લાહ તઆલા તેના દરેક કામમાં આસાની કરે છે.



# સબક : ૫

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَتَعَالٰی جَدُّکَ 'વ તઆલા જદ્દુ-ક'

**ભાવાર્થ :**

'અને તારી શાન ઘણી બુલંદ છે.'

## ❷ એક સુન્નત

નમાઝમાં કિયામની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] મુકતદીની તકબીરે તહરીમા ઈમામની તકબીરે તહરીમા પછી તરત જ હોવી જોઈએ.

[૨] તકબીરે તહરીમા વખતે પુરુષોએ બંને હાથ કાનો સુધી ઉઠાવવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

તકબીરે તહરીમા વખતે હાથની હથેળીઓને કિબ્લા તરફ રાખવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

કોઈના અયબ (ખામી, દોષ) શોધવા મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે :

ગુનાહગારને મોટા ભાગનાં કામોમાં મુશ્કેલીઓ પેશ આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતની બરકતથી જિંદગી મઝેદાર થઈ જાય છે. ખુલ્લી આંખે દેખાય છે કે એવી પુરલુત્ફ (આનંદ ભરેલી) જિંદગી બાદશાહોને પણ મળતી નથી, જેવી અલ્લાહના નેક બંદાઓને મળે છે.

# સબક : ૬

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَلَا اِلٰهَ غَيْرُكَ **'વ લાઈલા-હ ગયરુક'**

**ભાવાર્થ :**

'અને તારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી.'

## ❷ એક સુન્નત

નમાઝમાં કિયામની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] તકબીરે તહરીમા વખતે પુરુષોએ બંને હાથ કાન સુધી ઉઠાવવા.

[૨] હથેળીઓને કિબ્લા તરફ રાખવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

તકબીરે તહરીમા વખતે હાથની આંગળીઓને

પોતાની અસલ સ્થિતિમાં રાખવી, અર્થાત ન વધારે ખોલવી, ન વધારે બંધ કરવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

કોઈની ગીબત કરવી અર્થાત તેની પીઠ પાછળ તેને બૂરાઈથી યાદ કરવું, જેને સાંભળવાથી તેને દુઃખ થાય એ મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહથી દિલમાં એક ઝુલ્મત (અંધકાર) પેદા થઈ જાય છે. એની નહૂસતથી આદમી બિદઅત, ગુમરાહી અને જહાલતમાં સપડાઈને હલાક–બર્બાદ થઈ જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

બંદગી, ઈબાદત અને નેક કામોથી વરસાદ વરસે છે, માલમાં વધારો થાય છે. ઔલાદ થાય છે, પાક સારો થાય છે અને નહેરોના પાણીમાં વધારો થાય છે.

# સબક : ૭

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَعُوْذُ **'અઊઝુ'**

**ભાવાર્થ :**

'હું પનાહ (રક્ષણ) ચાહું છું.'

## 2 એક સુન્નત

નમાઝમાં કિયામની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] તકબીરે તહરીમા વખતે હથેળીઓને કિબ્લા તરફ રાખવી.

[૨] આંગળીઓને પોતાની અસલ સ્થિતિમાં રાખવી. ન વધારે પહોળી હોય, ન વધારે સાંકડી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

તકબીરે તહરીમા કહીને હાથ બાંધતી વખતે જમણા હાથની હથેળીને ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

કારણ વગર કોઈને બૂરું-ભલું કહેવું મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહથી દિલ અને જિસ્મ (શરીર)માં કમજોરી પેદા થાય છે. દિલની કમજોરી એ છે કે નેક કામોની હિમ્મત ઓછી થતાં થતાં બિલકુલ નષ્ટ થઈ જાય છે. શરીર દિલના તાબે છે એટલે તે પણ કમજોર થઈ જાય છે. એ જ કારણે જાહેરી રીતે તંદુરસ્ત અને બળવાન કાફિરો પણ સહાબા (રદિ.)નો સામનો કરી શકતા ન હતા.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેક આમાલથી દુનિયાનો એક ફાયદો એ છે કે અલ્લાહ તઆલા મો'મિને સાલિહથી તમામ આફતો અને મુસીબતોને દૂર કરી દે છે.

# સબક : ૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

بِاللّٰهِ 'બિલ્લાહિ'

**ભાવાર્થ :**

'અલ્લાહની મદદથી'

## 2 એક સુન્નત

નમાઝમાં કિયામની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] હાથની આંગળીઓને પોતાની અસલ સ્થિતિમાં રાખવી. ન વધારે પહોળી હોય, ન વધારે સાંકડી.

[૨] હાથ બાંધતી વખતે જમણા હાથની હથેળીને ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પુરુષોએ જમણા હાથની ટચલી (નાની) આંગળી

અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને ડાબા હાથનું કાંડું પકડવું.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

ચુગલી ખાવી (ચાડી કરવી) અર્થાત આ તરફની વાતો પેલી તરફ કરીને મુસલમાનોને આપસમાં લડાવવું મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે આદમી ઈબાદત અને નેક કામોની તૌફીકથી મહરૂમ થઈ જાય છે. ગુનાહોની નહૂસતથી ધીમે ધીમે તમામ નેક કામો છૂટી જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતનો એક ફાયદો એ છે કે માલી (આર્થિક) નુકસાન ભરપાઈ થઈ જાય છે અને તેનો બદલો-વળતર મળી જાય છે.

# સબક : ૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مِنَ الشَّيْطٰنِ **'મિનશ્શયતાનિ'**

**ભાવાર્થ :**

'શેતાનથી'

## 2 એક સુન્નત

નમાઝમાં કિયામની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] હાથ બાંધતી વખતે જમણા હાથની હથેળી ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકવી.

[૨] પુરુષોએ જમણા હાથની ટચલી (નાની) આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને ડાબા હાથનું કાંડું પકડવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પુરૂષોએ જમણા હાથની વચલી ત્રણ આંગળીઓને ડાબા હાથની કલાઈ (કોણી અને કાંડા વચ્ચેના ભાગ) પર મૂકવી

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

તોહમત લગાવવું અર્થાત કોઈમાં જે અયબ (દોષ) ન હોય તેનો તેના પર આરોપ મૂકવો મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે જિંદગી ઘટે છે અને જિંદગીની બરકત નીકળી જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ છે કે નેક કામમાં માલ (ધન) વાપરવાથી માલમાં વધારો થાય છે.

# સબક : ૧૦

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

الرَّجِيْم **'અર્રજીમ'** ('મરદૂદ–ધુત્કારાયેલો.')

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْم ؕ

**'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતા નિર્રજીમ.'**

'હું અલ્લાહ તઆલાની પનાહ માંગું છું
શયતાન મરદૂદથી.'

## ❷ એક સુન્નત

નમાઝમાં કિયામની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ જમણા હાથની ટચલી આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને ડાબા હાથનું કાંડું પકડવું.

[૨] પુરુષોએ જમણા હાથની વચમાંની ત્રણ

આંગળીઓને ડાબા હાથની કલાઈ (કોણી અને કાંડા વચ્ચેના ભાગ) ઉપર મૂકવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પુરુષોએ નાફ (દૂંટી-નાભિ)ના નીચે હાથ બાંધવા.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

ધોકો આપવો (છેતરપિંડી-ઠગાઈ કરવી) મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે એક ગુનાહ બીજા ગુનાહનું કારણ બને છે, જેનાથી ગુનાહોની આદત પડી જાય છે અને છોડવું મુશ્કેલ થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ છે કે અલ્લાહ તઆલાની ફરમાંબરદારીથી દિલમાં એક સુકૂન અને ઈત્મીનાન (સંતોષ) પેદા થઈ જાય છે, જેની લિજજત આગળ આખી દુનિયાની સલ્તનતની રાહત પણ તુચ્છ છે.

# સબક : ૧૧

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

بِسْمِ اللّٰهِ 'બિસ્મિલ્લાહ'

**ભાવાર્થ :**

'અલ્લાહના નામથી શરૂ કરું છું.'

## ❷ એક સુન્નત

નમાઝમાં કિયામની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ જમણા હાથની વચલી ત્રણ આંગળીઓ ડાબા હાથની કલાઈ (કોણી અને કાંડા વચ્ચેના ભાગ) ઉપર મૂકવી.

[૨] પુરુષોએ નાફ (દૂંટી–નાભિ)ની નીચે હાથ બાંધવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

'સના' અર્થાત 'સુબ્હાનકલ્લાહુમ્મ...' પઢવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

કોઈને તેના કોઈ ગુનાહ અથવા ખતા (ભૂલ-અપરાધ)નું મહેણું મારી શરમિંદહ કરવું-ઝંખવાણું પાડી દેવું મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી તૌબાનો ઈરાદો કમજોર થઈ જાય છે. અહીં સુધી કે બિલકુલ તૌફીક થતી નથી અને એ જ હાલતમાં મોત આવી જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

બંદગી અને ઈબાદતની બરકતથી ઔલાદને પણ લાભ મળે છે અને એવા શખ્સની ઔલાદ પણ બલાઓથી સુરક્ષિત રહે છે.



# સબક : ૧૨

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

الرَّحْمٰنِ **'અર્રહમાન'**('જે ઘણો મહેરબાન છે.')

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ **'બિસ્મિલ્લા હિર્રહમાન'**

'અલ્લાહના નામથી શરૂ કરું છું,
જે ઘણો મહેરબાન છે.'

## ❷ એક સુન્નત

નમાઝમાં કિયામની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ નાફ (દૂંટી)ની નીચે હાથ બાંધવા.

[૨] 'સના'–'સુબ્હાનકલ્લાહુમ્મ...' પઢવું.

આજનો સબક નં. ૩ કિરાઅતની પહેલી સુન્નત વિષે છે :

‘તઅવ્વુઝ’ અર્થાત ‘અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતા નિર્રજીમ’ પઢવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

કોઈના નુકસાન પર ખુશ થવું મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે કેટલાક દિવસો પછી એ ગુનાહની બૂરાઈ દિલમાંથી નીકળી જાય છે. પછી શર્મ-હયા પણ ચાલી જાય છે, જેના કારણે તે જાહેરમાં ગુનાહ કરવા લાગે છે અને અલ્લાહ તઆલાની માફી અને મગફિરતથી દૂર થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

બંદગી અને ઈબાદતથી જિંદગીમાં ગેબી બશારતો મળે છે. દાખલા તરીકે સારો ખ્વાબ જોયો, જેનાથી અલ્લાહ જોડે મુહબ્બત અને હુસ્ને ઝન (નેક ગુમાન)માં વધારો થયો. એના કારણે વધારે આમાલની તૌફીક થાય છે.

# સબક : ૧૩

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**
**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

الرَّحِيْمِ **'અર્રહીમ'** ('નિહાયત રહેમવાળો')

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

**'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'**

'અલ્લાહના નામથી શરૂ કરું છું,
જે ઘણો મહેરબાન, નિહાયત રહેમવાળો છે.'

## ❷ એક સુન્નત

નમાઝમાં કિયામ અને કિરાઅતની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] **'સના'** અર્થાત **'સુબ્હાનકલ્લાહુમ્મ...'** પઢવું.

[૨] **'તઅવ્વુઝ'** અર્થાત **'અઊઝુ બિલ્લાહ...'** પઢવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

'**તસ્મિયહ**' અર્થાત '**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**' પઢવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

તકબ્બુર કરવું અર્થાત પોતાને મહાન અને બીજાને તુચ્છ સમજવું પણ મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે દરેક ગુનાહ ખુદાના દુશ્મનોમાંથી કોઈનો વારસો છે એટલે ગુનાહ કરનાર જાણે પેલી મલઊન (મરદૂદ-ધુત્કારાયેલ) કોમોનો વારસદાર બને છે અને હદીષમાં છે :

'જે શખ્સ કોઈ કોમની નકલ કરે તેની ગણના તે કોમમાં જ થશે.' માટે તૌબામાં મોડું ન કરે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેક આમાલ કરવાથી મોત વખતે ફરિશ્તા જન્નતની અને ત્યાંની નેઅમતોની અને હક તઆલાની રઝા (પ્રસન્નતા)ની ખૂશખબરી સંભળાવે છે.

# સબક : ૧૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَلْحَمْدُ **'અલ્હમ્દુ'**

'તમામ તારીફો–વખાણો'

## ❷ એક સુન્નત

નમાઝમાં કિરાઅતની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] **'તઅવ્વુઝ'** અર્થાત **'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતા નિર્રજીમ'** પઢવું.

[૨] **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ધીમેથી 'આમીન' કહેવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

ફખ્ર (ગર્વ) કરવું અર્થાત પોતાની મોટાઈ બતાવવી પણ મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે એવો શખ્સ અલ્લાહ તઆલાની નજીક બેકદર, ઝલીલ અને ખ્વાર થઈ જાય છે. લોકોમાં પણ તેની ઈઝઝત નથી રહેતી. ભલે લોકો કોઈક લાલચ કે ખૌફના કારણે બહારથી તેની તાઝીમ કરે પરંતુ કોઈના દિલમાં તેની અઝમત નથી રહેતી. હક તઆલાનો ઈર્શાદ છે કે : 'જેને અલ્લાહ ઝલીલ કરે તેને કોઈ ઈઝઝત આપનાર નથી.'

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક બંદગી અને ઈબાદતોની એવી અસર છે કે જો કોઈ બાબતમાં સમજમાં ન આવે કે શું કરવું બેહતર છે તો પેલી ખાસ ઈબાદતથી તે મૂંઝવણ અને ચિંતા દૂર થાય છે અને તે જ તરફ મન મકકમ થઈ જાય છે, જેમાં સરાસર ફાયદો અને ખૈર હોય, નુકસાનની સંભાવના બિલકુલ રહેતી નથી. જેમ કે ઈસ્તિખારહની નમાઝ પઢીને દુઆ માંગવાથી.

# સબક : ૧૫

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

لِلّٰهِ **'લિલ્લાહિ'** 'અલ્લાહના માટે ખાસ છે.'

## ❷ એક સુન્નત

નમાઝમાં કિરાઅતની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] **'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ'** પઢવું.

[૨] ધીમેથી 'આમીન' કહેવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

- ફજર અને ઝોહરમાં 'તિવાલે મુફસ્સલ' અર્થાત સૂરએ 'હુજરાત'થી સૂરએ 'બુરૂજ' સુધી.
- અસર અને ઈશામાં 'અવસાતે મુફસ્સલ' અર્થાત સૂરએ 'બુરૂજ'થી સૂરએ 'લમ યકુન' સુધી અને

○ મગરિબમાં 'કિસારે મુફસ્સલ' અર્થાત સૂરએ 'ઈઝાઝુલ્ઝિલત'થી સૂરએ 'નાસ' સુધીની સૂરતોમાંથી (કોઈ સૂરત) પઢવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

શક્તિવાન હોવા છતાં ઝરૂરતમંદની મદદ ન કરવી મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે ગુનાહની નહૂસત માત્ર ગુનાહગારને જ પહોંચતી નથી, બલકે એનાથી બીજી મખ્લૂકાતને પણ નુકસાન પહોંચે છે, અહીં સુધી કે જાનવરો પણ તેના પર લા'નત કરે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ઈબાદતોમાં એ અસર છે કે તેનાથી તમામ કામોની જવાબદારી અલ્લાહ તઆલા લઈ લે છે, જેમ કે હદીષે કુદસીમાં છે કે :

'હે ઈબ્ને આદમ (ઈન્સાન)! મારા માટે દિવસની શરૂઆતમાં ચાર રકા'ત પઢતો રહે, હું દિવસ પૂરો થાય ત્યાં સુધી તારા બધાં કામો પૂરા કરતો રહીશ.'

[તિરમિઝી શરીફ]

# સબક : ૧૬

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

رَبِّ 'રબ્બિ' ('પાલનહાર, પાળનાર')

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ 'અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિ'

'તમામ તા'રીફો અલ્લાહના માટે ખાસ છે
જે પાલનહાર છે.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ધીમેથી 'આમીન' કહેવું.

[૨] ફજર અને ઝોહરમાં 'તિવાલે મુફસ્સલ', અસર અને ઈશામાં 'અવસાતે મુફસ્સલ', મગરિબમાં 'કિસારે મુફસ્સલ'ની સૂરતોમાંથી (કોઈ સૂરત) પઢવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ફજરની પહેલી રકાત લાંબી કરવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

કોઈના માલનું નુકસાન કરવું પણ મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી બુદ્ધિ ઓછી અને અસ્થિર થઈ જાય છે; બલકે ગુનાહ કરવું પોતે જ ઓછી બુદ્ધિની દલીલ છે, કારણ કે એની બુદ્ધિ ઠેકાણે હોત તો આવા શકિતવાન અને બંને જહાનના માલિકની નાફરમાની ન કરત અને ગુનાહની થોડીક લિજજતના માટે દુનિયા અને આખિરતના ફાયદાઓને વેડફી ન નાંખત.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક નેકીઓમાં એ અસર છે કે માલમાં બરકત થાય છે. હદીષ શરીફમાં છે કે :

‘જો વેચનાર અને ખરીદનાર સાચું બોલે અને પોતાના માલની હાલત જાહેર કરી દે તો બંને માટે એ વહેવારમાં બરકત થાય છે.’ **[‘બુખારી’ અને ‘મુસ્લિમ’]**

# સબક : ૧૭

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

ٱلْعٰلَمِيْنَ **'અલ આલમીન'**('દરેકે દરેક દુનિયાનો')

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ

**'અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન'**

'તમામ તા'રીફો અલ્લાહના માટે ખાસ છે,
જે પાલનહાર છે દરેકે દરેક દુનિયાનો.'

## 2 એક સુન્નત

નમાઝમાં કિરાઅતની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ફજર અને ઝોહરમાં 'તિવાલે મુફસ્સલ', અસર અને ઈશામાં 'અવસાતે મુફસ્સલ', મગરિબમાં 'કિસારે મુફસ્સલ'ની સૂરતોમાંથી (કોઈ સૂરત) પઢવી.

[૨] ફજરની પહેલી રકાત લાંબી કરવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

કુર્આન ન વધારે ઉતાવળથી પઢવું, ન વધારે થોભીને પઢવું, બલકે મધ્યમ ગતિથી પઢવું.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

કોઈની આબરૂ (ઈઝઝત)ને કલંક પહોંચાડવું મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

વ્યાજ લેનાર, વ્યાજ આપનાર, વ્યાજ લખનાર, વ્યાજમાં સાક્ષી રહેનાર, ચોર, તસવીર બનાવનાર, લૂત (અલૈહિસ્સલામ)ની કોમનો અમલ (સૃષ્ટિ વિરુધ્ધ કર્મ) કરનાર, સહાબા (રદિ.)ને બૂરા કહેનાર...વગેરે પર રસૂલુલ્લાહ (સલ.)એ લા'નત ફરમાવેલી છે એટલે ગુનાહ કરનાર એ લા'નતમાં દાખલ થઈ જાય છે.

જો ગુનાહમાં બીજું કોઈ નુકસાન ન પણ હોત, તો આ શું ઓછું નુકસાન છે ?! નઊઝુ બિલ્લાહ (અલ્લાહની પનાહ)

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈબાદત અને દીનદારીથી હુકૂમત બાકી રહે છે.

# સબક : ૧૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

الرَّحْمٰنِ **'અર્રહમાન'**

**ભાવાર્થ :**

'મોટો મહેરબાન'

## ❷ એક સુન્નત

નમાઝમાં કિરાઅતની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ફજરની પહેલી રકાત લાંબી કરવી.

[૨] કુર્આન ન વધારે ઝડપથી પઢવું, ન વધારે થોભીને પઢવું, બલકે મધ્યમ ઝડપથી પઢવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ફર્ઝ (નમાઝ)ની ત્રીજી અને ચોથી રકા'તમાં માત્ર સૂરએ **'ફાતિહા'** પઢવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

નાનાઓ પર રહેમ ન કરવો મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી આદમી ફરિશ્તાઓની દુઆથી મહરૂમ થઈ જાય છે.

કુર્આને પાકમાં છે કે :

'ફરિશ્તાઓ તે મોમિનો માટે મગફિરતની દુઆ કરે છે, જેઓ અલ્લાહના બતાવેલા રસ્તે ચાલે છે.'

તો ગુનાહ કરીને જેણે એ રસ્તો છોડી દીધો તે એ દૌલતનો હકદાર ક્યાં રહ્યો !

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક માલી (આર્થિક) ઈબાદતોથી અલ્લાહ તઆલાનો ગુસ્સો ઠંડો પડે છે અને બૂરી હાલત પર મોત નથી આવતું. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે :

'સદકો પરવરદિગારના ગુસ્સાને ઠંડો કરે છે અને બૂરી મોતથી બચાવે છે.' [તિરમિઝી]

# સબક : ૧૯

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

الرَّحِيْمِ **'અર્રહીમ'** ('નિહાયત રહેમવાળો')

الرَّحْمٰنِ الرَّحِيْمِ

**'અર્રહમાનિર્રહીમ'**

'જે મોટો મહેરબાન નિહાયત રહેમવાળો છે.'

## 2 એક સુન્નત

નમાઝમાં કિરાઅતની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] કુર્આન ન વધારે ઝડપથી પઢવું, ન વધારે થોભીને પઢવું, બલકે મધ્યમ ઝડપથી પઢવું.

[૨] ફર્ઝ (નમાઝ)ની ત્રીજી અને ચોથી રકા'તમાં માત્ર સૂરએ **'ફાતિહા'** પઢવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

રુકૂઅની તસ્બીહ કહેવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક ગુનાહ છે :

મોટાની ઈઝઝત ન કરવી.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે ગુનાહો કરવાથી જાત જાતની ખરાબીઓ ઝમીનમાં પેદા થાય છે. પાણી, હવા, અનાજ, ફળ નાકિસ (અયબદાર) થઈ જાય છે.

એનાથી જાણવા મળ્યું કે દિવસે દિવસે જે બેબરકતી વધતી જાય છે તે આપણાં ગુનાહોનું ફળ છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈબાદતની એક અસર એ છે કે દુઆથી બલા (આફત) દૂર થાય છે અને નેકી કરવાથી ઉમર વધે છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે :

'નથી હઠાવતી કઝા (હુકમે ખુદા-તકદીર)ને, પરંતુ દુઆ અને નથી વધારતી ઉમરને પરંતુ નેકી.'

# સબક : ૨૦

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مٰلِكِ **'માલિકિ'**

**ભાવાર્થ :**

'જે માલિક છે.'

## ❷ એક સુન્નત

નમાઝની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ફર્ઝ (નમાઝ)ની ત્રીજી અને ચોથી રકાતમાં માત્ર સૂરએ **'ફાતિહા'** પઢવું.

[૨] રુકૂઅની તકબીર કહેવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પુરુષોએ (રુકૂઅમાં) બંને હાથો વડે ઘૂંટણને પકડવા.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ છે :

(પોતાની) હેસિયત પ્રમાણે ભૂખ્યાંઓ અને મોહતાજોની મદદ ન કરવી.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી શરમ અને હયા ચાલી જાય છે અને જયારે શરમ રહેતી નથી ત્યારે આદમી જે કંઈ કરે તે ઓછું છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

સૂરએ **'યાસીન'** પઢવાથી તમામ કામો (હલ) થઈ જાય છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે :

'જે શખ્સ દિવસની શરૂઆતમાં સૂરએ **'યાસીન'** પઢશે તેની તમામ હાજતો પૂરી કરવામાં આવશે.'

**[દારમી]**

# સબક : (૨૧)

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

يَوْمِ الدِّيْنِ **'યવમિદ્દીન'** ('રોઝે જઝા')

مٰلِكِ يَوْمِ الدِّيْنِ **'માલિકિ યવમિદ્દીન'**

'જે માલિક છે રોઝે જઝા (બદલાના દિવસ)નો'

[અર્થાત આમાલ (કર્મો)ના હિસાબના દિવસનો]

## ❷ એક સુન્નત

રુકૂઅની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] રુકૂઅની તકબીર કહેવું.

[૨] રુકૂઅમાં પુરુષોએ બંને હાથો વડે ઘૂંટણને પકડવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પુરુષોએ રુકૂઅમાં હાથની આંગળીઓ પહોળી કરીને ઘૂંટણ પકડવા.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ છે :

કોઈ દુન્યવી રંજના કારણે પોતાના મુસલમાન ભાઈથી ત્રણ દિવસ કરતાં વધારે બોલવાનું છોડી દેવું.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાની અઝમત દિલમાંથી નીકળી જાય છે. જ્યારે એના દિલમાં અલ્લાહની અઝમત નથી રહેતી તો અલ્લાહ તઆલાની નઝરમાં તેની ઈઝઝત નથી રહેતી અને પછી તે શખ્સ લોકોની નજરોમાં ઝલીલ (તિરસ્કારને લાયક) તથા ખ્વાર (તુચ્છ) થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

સૂરએ 'વાકિઅહ' પઢનાર ભૂખ્યો રહેતો નથી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે :

'જે શખ્સ દરેક રાતે સૂરએ 'વાકિઅહ' પઢતો રહેશે તે કદી ભૂખ્યો રહેશે નહિ.'

**[શુઅબુલ ઈમાન]**

# સબક : ૨૨

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اِیَّاکَ **'ઈય્યા-ક'**

**ભાવાર્થ :**

'આપની જ.'

## 2 એક સુન્નત

રુકૂઅની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ રુકૂઅમાં બંને હાથો વડે ઘૂંટણ પકડવા.

[૨] પુરુષોએ રુકૂઅમાં હાથની આંગળીઓ પહોળી કરીને ઘૂંટણ પકડવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પગની પિંડીઓને સીધી (ટટાર) રાખવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈ જાનદારની તસવીર બનાવવી પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી નેઅમતો છીનવાઈ જાય છે અને બલાઓ તેમજ મુસીબતોની ભરમાર થાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાનની બરકતથી થોડા ખોરાકમાં ભૂખ સંતોષાઈ જાય છે. એક શખ્સ ખોરાક ખૂબ ખાતો હતો. પછી તે મુસલમાન થઈ ગયો તો ખોરાક ઓછો થઈ ગયો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'મોમિન એક આંતરડામાં ખાય છે અને કાફિર સાત આંતરડામાં.'

[બુખારી]

# સબક : ૨૩

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

نَعْبُدُ **'નઅબુદુ'** ('અમે ઈબાદત કરીએ છીએ')

اِيَّاكَ نَعْبُدُ **'ઈય્યા-ક નઅબુદુ'**

'અમે આપની જ ઈબાદત કરીએ છીએ.'

## ❷ એક સુન્નત

રુકૂઅની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ રુકૂઅમાં હાથની આંગળીઓ પહોળી કરીને ઘૂંટણ પકડવા.

[૨] પગની પિંડીઓને સીધી (ટટાર) રાખવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

રુકૂઅમાં પુરુષોએ પીઠ બીછાવી દેવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

કોઈની ઝમીન પર વારસાનો (ખોટો) દાવો કરવો મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી ઈઝઝત અને શરાફતના ઈલ્કાબ છીનવીને ઝિલ્લત અને રુસ્વાઈના ખિતાબ મળે છે. દા.ત. : નેકી કરવાથી જે શખ્સ નેક, ફરમાંબરદાર, તહજ્જુદગુઝાર કહેવાય છે તે શખ્સ જો ખુદાનખ્વાસ્તા ગુનાહ કરવા માંડે તો હવે તે જ શખ્સ ફાસિક, ફાજિર, ઝાની (વ્યભિચારી), ઝાલિમ વગેરે કહેવાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક દુઆઓની એ બરકત છે કે બીમારી લાગુ થવાનો કે મુસીબત આવવાનો ખૌફ નથી રહેતો. જેમ કે હદીષે પાકમાં ઈર્શાદ છે કે :

'જે શખ્સ કોઈ મરીઝ (બીમાર) યા મુસીબતમાં સપડાયેલાને જોઈને આ દુઆ પઢે તો તે મુસીબત હરગિઝ તે શખ્સને ન પહોંચશે.'

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ عَافَانِیْ مِمَّا ابْتَلَاکَ بِهٖ

وَفَضَّلَنِیْ عَلٰی کَثِیْرٍمِّنْ مَّنْ خَلَقَ تَفْضِیْلًا

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલા-ક બિહી વ ફદ્દ-લની અલા કસીરિમ મિમ્મન ખલ-ક તફઝીલા'**

# સબક : ૨૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَاِيَّاكَ نَسْتَعِيْنُ

**'વ ઈય્યા-ક નસ્તઈન'**

'અને અમે આપથી જ મદદ માંગીએ છીએ.'

## ❷ એક સુન્નત

રુકૂઅની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પિંડીઓને સીધી (ટટાર) રાખવી.

[૨] પુરુષોએ પીઠ બીછાવી દેવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પુરુષોએ સર અને સુરીન (માથું અને થાપા) સીધી લીટીમાં રાખવા.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ખૂબ તંદુરસ્ત અને હૃષ્ટપુષ્ટ તગડું શરીર હોવા છતાં ભીખ માંગવી પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી શેતાનો ગુનાહ કરનાર પર કાબૂ મેળવી લે છે અને આસાનીથી તેના શરીરના અંગોને ગુનાહમાં ડૂબાડી દે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક દુઆઓમાં એ બરકત છે કે ચિંતાઓ દૂર થઈ જાય છે અને કર્ઝ અદા થઈ જાય છે. જેમ કે હદીષે પાકમાં આ દુઆ બતાવવામાં આવી છે.

اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُبِکَ مِنَ الۡهَمِّ وَالۡحُزۡنِ وَاَعُوۡذُبِکَ

مِنَ الۡعَجۡزِ وَالۡکَسۡلِ وَاَعُوۡذُبِکَ مِنَ الۡبُخۡلِ وَالۡجُبۡنِ وَ

اَعُوۡذُبِکَ مِنۡ غَلَبَةِ الدَّیۡنِ وَقَهۡرِ الرِّجَالِ

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિનલહમ્મિ વલ્હુઝનિ વ અઊઝુ બિ-ક મિનલ અજઝિ વલકસ્લિ વ અઊઝુ બિ-ક મિનલ બુખ્લિ વલ્જુબ્નિ વ અઊઝુ બિ-ક મિન ગ-લ-બ તિદ્દયનિ વ કહરિર્રિજાલિ.'**

# સબક : ૨૫

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اِهْدِنَا **'ઈહદિના'**

**ભાવાર્થ :**

'બતાવી દો અમને'

## ❷ એક સુન્નત

રુકૂઅની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ રુકૂઅમાં પીઠ બીછાવવી.

[૨] પુરુષોએ માથું અને થાપા સીધી લીટીમાં રાખવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

રુકૂઅમાં ઓછામાં ઓછું ત્રણ વખત **'સુબ્હા-ન રબ્બિયલ અઝીમ'** પઢવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

દાઢી મુંડાવવી અથવા એક મુઠઠી કરતાં ઓછી કતરાવવી પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દિલનો ઈત્મીનાન (ચેન) ચાલી જાય છે. હરેક વખતે ડર લાગતો રહે છે કે,

- કોઈ જોઈ તો ન લે !
- કયાંક બેઈઝઝતી તો ન થાય !
- કોઈ બદલો તો ન લે !.....વગેરે.

એનાથી જિંદગી કડવી થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક દુઆ એવી છે કે મખ્લૂકના હરેક શર (બૂરાઈ)થી બચાવે છે. જેમ કે : સૂરએ 'ઈખ્લાસ', સૂરએ 'ફલક', સૂરએ 'નાસ' સવાર-સાંજ ત્રણ ત્રણ વખત પઢવાથી હરેક શર (બૂરાઈ)થી હિફાઝતનો હદીપે પાકમાં વાયદો છે.

# સબક : ૨૬

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

الصِّرَاطَ **'અસ્સિરાત'** ('રસ્તો')

اِهْدِنَا الصِّرَاطَ **'ઈહદિનસ્સિરાત'**

'બતાવી દો અમને રસ્તો.'

## 2 એક સુન્નત

રુકૂઅની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ માથું અને થાપા સીધી લીટીમાં રાખવા.

[૨] ઓછામાં ઓછું ત્રણ વખત **'સુબ્હા-ન રબ્બિયલ અઝીમ'** પઢવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

રુકૂઅથી ઊઠવામાં ઈમામે માત્ર **'સમિઅલ્લાહુ લિમન**

**હમિદહ'**, મુકતદીએ માત્ર **'રબ્બના લકલ હમ્દ'**, અને મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) બંને કહેવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

કાફિરો અને ફાસિકોનો લિબાસ પહેરવો મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરતાં કરતાં તે ગુનાહ દિલમાં વસી જાય છે. અહીં સુધી કે મરતી વખતે કલિમા પણ મુખમાંથી નથી નીકળતો, બલકે જિંદગીમાં જે કાર્યો કરતો હતો તે જ પ્રગટ થાય છે. દા.ત. એક ભીખ માંગનારો આખરી વખતમાં પૈસા માંગતો માંગતો મરી ગયો !

એક ગુનાહગારને કલિમા પઢાવવા લાગ્યા તો કહ્યું,

'એ મારા મુખથી નથી બોલાતો !'

અને મરી ગયો ! (અલ્લાહની પનાહ)

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ઈબાદતોથી હાજતો પૂરી થવામાં મદદ મળે છે. જેમ કે નમાઝે હાજત પઢીને દુઆ માંગવાથી અલ્લાહ તઆલા બંદાની હાજતને પૂરી ફરમાવી દે છે.

# સબક : ૨૭

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

| ❶ | નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ |
| --- | --- |

الْمُسْتَقِيْمَ **'અલ્મુસ્તકીમ'** ('સીધો')

اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ

**'ઈહદિનસ્સિરાતલ મુસ્તકીમ'**

'બતાવી દો અમને સીધો રસ્તો'

| ❷ | એક સુન્નત |
| --- | --- |

રુકૂઅની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] રુકૂઅમાં ઓછામાં ઓછું ત્રણ વખત **'સુબ્હા-ન રબ્બિયલ અઝીમ'** પઢવું.

[૨] રુકૂઅથી ઊઠતી વખતે ઈમામે માત્ર **'સમિઅલ્લાહુ લિમન હમિદહ'**, મુકતદીએ માત્ર **'રબ્બના લકલ હમ્દ'**, અને મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) બંને કહેવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સિજદહની તકબીર કહેવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

પુરુષોએ સ્ત્રીઓનો લિબાસ પહેરવો પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાની રહમતથી નાઉમ્મીદી (નિરાશા) થઈ જાય છે એટલે તૌબા નથી કરતો અને તૌબા વગર જ મરે છે. એક શખ્સને કલિમાની તલ્કીન કરવામાં આવી તો તેણે કહ્યું કે,

'આ કલિમાથી શું થશે ! મેં તો કદી નમાઝ પઢી નથી !'

અને તે મરી ગયો. અલ્લાહ પનાહમાં રાખે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાન અને નેક અમલની બરકતથી અલ્લાહ એવા લોકોનો હામી અને મદદગાર થઈ જાય છે.

# સબક : ૨૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

صِرَاطَ الَّذِیْنَ **'સિરાતલ્લઝી–ન'**

**ભાવાર્થ :**

'તે લોકોનો રસ્તો'

## ❷ એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] રુકૂઅથી ઊઠતી વખતે ઈમામે **'સમિઅલ્લાહુ લિમન હમિદહ'**, મુકતદીએ **'રબ્બના લકલ હમ્દ'**, અને મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) બંને કહેવું.

[૨] સિજદહની તકબીર કહેવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સિજદહમાં પ્રથમ બંને ઘૂંટણો જમીન ઉપર મૂકવા.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

સ્ત્રીઓએ પુરુષોનો લિબાસ પહેરવો પણ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દિલ પર એક કાળો ડાઘ લાગી જાય છે જે તૌબાથી નીકળી જાય છે નહિતર વધતો રહે છે જેનાથી કુબૂલે હક (સાચી વાત સ્વીકારવા)ની સલાહિય્યત જ નષ્ટ થઈ જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

જેઓ ઈમાન લાવ્યા અને નેક અમલ કરે છે, ફરિશ્તાઓને હુકમ થાય છે કે તેમના દિલોને કવી (મજબૂત) રાખો અને તેઓને સાબિત કદમ રાખો.



# સબક : ૨૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

أَنْعَمْتَ ‘અન્અમ્ત’

**ભાવાર્થ :**

‘આપે ઈન્આમ ફરમાવ્યું.’

## ❷ એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સિજદહની તકબીર કહેવી.

[૨] સિજદહમાં પ્રથમ બંને ઘૂંટણો જમીન ઉપર મૂકવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

તે પછી બંને હાથોને જમીન ઉપર મૂકવા.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ઝિના યાને બદકારી કરવું (પરાયા સ્ત્રી-પુરુષે શરીર સુખ માણવું.) પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દુનિયાની રગબત (ખ્વાહિશ) અને આખિરતથી વહશત (ઘૃણા-તિરસ્કાર-ગભરાટ) પેદા થઈ જાય છે. જેના કારણે આ નાશવંત દુનિયાના કામોમાં મશગૂલ થાય છે અને આખિરતનાં કામોથી બેઝારી (કંટાળો) થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કામિલ (પરિપૂર્ણ) ઈમાનવાળાઓને અલ્લાહ તઆલા સાચી ઈઝઝત આપે છે.



# સબક : 30

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

عَلَيْهِمْ **'અલયહિમ'** ('તેઓ પર')

صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ

**'સિરાતલ્લઝી-ન અન્અમ્-ત અલયહિમ'**

'રસ્તો તે લોકોનો જેમના પર આપે ઈન્આમ ફરમાવ્યા છે.'

## 2 એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સિજદહમાં પ્રથમ બંને ઘૂંટણો જમીન ઉપર મૂકવા.

[૨] તે પછી બંને હાથો જમીન ઉપર મૂકવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

તે પછી નાક જમીન ઉપર મૂકવું.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ધીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ચોરી કરવી પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહના નુકસાનો

ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાનો ગઝબ નાઝિલ થાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાન અને ઈબાદતની બરકતથી અલ્લાહ તઆલા તેઓના મરતબાને બુલંદ (ઊંચા) ફરમાવે છે.



# સબક : ૩૧

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

غَيْرِالْمَغْضُوْبِ عَلَيْهِمْ

**'ગયરિલ મગ્દૂબિ અલયહિમ'**

'ન રસ્તો તે લોકોનો જેઓ પર આપનો ગઝબ કરવામાં આવ્યો.'

## ❷ એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] બંને હાથ જમીન ઉપર મૂકવા.

[૨] તે પછી નાક જમીન ઉપર મૂકવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

તે પછી પેશાની (કપાળ) (જમીન ઉપર) મૂકવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

લૂંટફાંટ કરવી પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દિલની મજબૂતી અને દીનની પુખ્તગી ચાલી જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાન અને ઈબાદતની બરકતથી અલ્લાહ તઆલા મખ્લૂકના દિલોમાં તે શખ્સની મુહબ્બત નાંખી દે છે અને જમીન પર તેને મકબૂલિય્યત આપવામાં આવે છે.



# સબક : ૩૨

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَلَاالضَّآلِّيْنَ

**'વલદ્દાલ્લીન'**

'અને ન રસ્તો તેઓનો જેઓ રસ્તાથી ગુમ થઈ ગયા (ભટકી ગયા) અર્થાત ગુમરાહ થઈ ગયા.'

## ❷ એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સિજદહમાં (જમીન ઉપર) નાક મૂકવું.

[૨] તે પછી પેશાની (કપાળ) જમીન ઉપર મૂકવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

બંને હાથની વચ્ચે સિજદહ કરવું.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

જૂઠી ગવાહી (સાક્ષી) આપવી પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી ઘણી વખતે બંદગી અને ઈબાદતના ફાયદા વેડફાઈ જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેક અમલ કરનાર મોમિનોના હકમાં કુર્આને પાક હિદાયત અને શિફા છે.



# સબક : 33

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

قُلْ 'કુલ'

**ભાવાર્થ :**

'આપ કહી દો'

## ❷ એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] જમીન પર પેશાની (કપાળ) મૂકવું.

[૨] બંને હાથની વચ્ચે સિજદહ કરવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પુરુષોએ સિજદહમાં પેટને જાંઘથી અલગ રાખવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

યતીમ (અનાથ)નો માલ ખાવો પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

બેશરમી અને બેહયાઈના કામોથી પ્લેગ અને એવી નવી નવી બીમારીઓ ફેલાય છે, જે અગાઉના લોકોમાં ન હતી. આજ કાલ જેમ કે : કેન્સર અને એઈડઝ.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

શુક્ર કરવાથી નેઅમતમાં વધારો થાય છે.



# સબક : ૩૪

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

هُوَاللّٰهُ **'હુવલ્લાહ'** 'તે અર્થાત અલ્લાહ'

## ❷ એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] બંને હાથની વચ્ચે સિજદહ કરવું.

[૨] પુરુષોએ સિજદહમાં પેટને જાંઘથી અલગ રાખવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પુરુષોએ બાઝૂ (હાથની કોણીથી ખભા સુધીના ભાગ)ને પહલૂ (બગલથી નીચે કમર સુધીના ભાગ)થી અલગ રાખવું.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

મા-બાપની નાફરમાની કરવી અને તેઓને તકલીફ આપવી પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ઝકાત ન આપવાથી વરસાદ ઓછો થાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

‘સિરાતે મુસ્તકીમ’ (સીધો રસ્તો) આખિરતના ‘પુલ સિરાત’ સમાન છે, એટલે જે કોઈ શરીઅત અને સુન્નતનો પાબંદ રહેશે તે પુલ સિરાત પરથી કંઈ પણ મુશ્કેલી વગર પસાર થઈ જશે. માટે જો પુલ સિરાત પરથી પળવારમાં પસાર થઈ જવાની ઈચ્છા હોય તો શરીઅત ઉપર ખૂબ મજબૂત-મકકમ રહો.



# સબક : ૩૫

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَحَدٌ 'અહદ' ('એક છે.')

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ

**'કુલહુવલ્લાહુ અહદ'**

'આપ કહી દો કે તે અર્થાત અલ્લાહ એક છે.'

## 2 એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ સિજદહમાં પેટને જાંઘથી અલગ રાખવું.

[૨] પુરુષોએ સિજદહમાં બાઝૂ (હાથની કોણીથી ખભા સુધીના ભાગ)ને પહલૂ (બગલથી નીચે કમર સુધીના ભાગ)થી અલગ રાખવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પુરુષોએ (હાથની) કોણીઓને જમીનથી અલગ રાખવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

નિર્દોષ જીવની હત્યા કરવી અર્થાત નાહક ખૂન કરવું મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

નાહક ફેસલો કરવાથી (અન્યાયી ચુકાદો આપવાથી) અને વચનભંગ કરવાથી દુશ્મનને મુસલ્લત (નિયુકત) કરી દેવામાં આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ફરમાંબરદારી જેમ કે સબ્ર કરવું વગેરે પર જન્નતનો વાયદો છે.

હદીષે કુદસીમાં ઈર્શાદ છે કે,

'જયારે (હું) મારા મોમિન બંદાના કોઈ પ્યારા (પ્રિય જન)ની જાન લઈ લઉં અને તે સવાબ સમજીને સબ્ર કરે તો તેના માટે મારી પાસે જન્નતના સિવાય કોઈ બદલો નથી.' [બુખારી]

# સબક : ૩૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

**'અલ્લાહુસ્સમદ'** اَللّٰهُ الصَّمَدُ

**ભાવાર્થ :**

'અલ્લાહ બેનિયાઝ (બેપરવા, નિઃસ્પૃહ) છે.'

## 2 એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ સિજદહમાં બાઝૂ (હાથની કોણીથી ખભા સુધીના ભાગ)ને પહલૂ (બગલથી નીચે કમર સુધીના ભાગ)થી અલગ રાખવું.

[૨] પુરુષોએ કોણીઓ જમીનથી અલગ રાખવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સિજદહમાં ઓછામાં ઓછું ત્રણ વખત **'સુબ્હા-ન રબ્બિયલ આ'લા'** પઢવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

જૂઠી કસમ ખાવી પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

માપ-તોલમાં કમી કરવાથી દુકાળ, તંગી, અછત અને રાજયકર્તાઓના ઝુલ્મ (અત્યાચાર)માં ફસાવી દેવામાં આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

આખિરતમાં હરેક અમલની એક મિસાલી સૂરત છે. જેમ કે તિરમિઝી શરીફની એહ હદીસથી જાણવા મળે છે કે,

જન્નતના ઝાડ **સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વ લાઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર** છે એટલે જે શખ્સ ચાહે કે જન્નતનાં ઘણાં ઝાડ તેના ભાગમાં આવે તે ઉપરોકત કલિમા ખૂબ (વધારે) પઢતો રહે.

# સબક : ૩૭

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

لَمْ يَلِدْ 'લમ યલિદ'

**ભાવાર્થ :**

'તેને ઔલાદ (સંતાન) નથી.'

## 2 એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ સિજદહમાં કોણીઓ જમીનથી અલગ રાખવી.

[૨] સિજદહમાં ઓછામાં ઓછું ત્રણ વખત **'સુબ્હા-ન રબ્બિયલ આ'લા'** પઢવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સિજદહથી ઊઠવાની તકબીર કહેવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

રિશ્વત (લાંચ) લેવું પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ખિયાનત (અપ્રામાણિકતા) કરવાથી દિલમાં દુશ્મનનો રોબ (ધાક) નાંખી દેવામાં આવે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

આખિરતમાં સૂરએ '**કુલ્હુવલ્લાહુ અહદ**'ની મિસાલી સૂરત મહેલની જેમ છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે,

'જે શખ્સ સૂરએ "**કુલ હુવલ્લાહ**" દસ વખત પઢે તેના માટે જન્નતમાં એક મહેલ તૈયાર થાય છે અને જે વીસ વખત પઢે તેના માટે બે મહેલ તૈયાર થાય છે... (અંત સુધી)' **[દારમી]**

તો જે શખ્સ ચાહે કે જન્નતમાં ઘણા મહેલ મળે તે વધારે પ્રમાણમાં સૂરએ '**કુલ હુવલ્લાહ**' પઢતો રહે.

# સબક : ૩૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَلَمْ يُوْلَدْ 'વલમ યૂલદ'

**ભાવાર્થ :**

'અને ન તે કોઈની ઓલાદ છે.'

## 2 એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સિજદહમાં ઓછામાં ઓછું ત્રણ વખત **'સુબ્હા-ન રબ્બિયલ આ'લા'** પઢવું.

[૨] સિજદહથી ઊઠવાની તકબીર કહેવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સિજદહથી ઊઠતી વખતે પ્રથમ પેશાની, પછી નાક, પછી હાથ, અને તે પછી ઘૂંટણો ઉઠાવવા. તેમજ બંને સિજદહ દરમિયાન ઈત્મીનાનથી બેસવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ છે :

રિશ્વત (લાંચ) આપવી. (અલબત્ત, જ્યાં લાંચ આપવા વગર ઝાલિમના ઝુલ્મથી બચી ન શકે ત્યાં લાંચ આપનારને ગુનાહ ન થશે, પરંતુ લાંચ લેવું હરેક હાલતમાં હરામ છે.)

## ④ ગુનાહનાં નુકસાનો

દુનિયાની મુહબ્બત અને મોતથી નફરત કરવાના કારણે બુઝદિલી (કાયરતા) પેદા થાય છે અને દુશ્મનના દિલમાંથી રોબ (ધાક) દૂર કરી દેવામાં આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

આખિરતમાં અમલે જારી (સદકએ જારિયહ)ની મિસાલી સૂરત ઝરણાં જેવી છે. એટલે જે શખ્સ ચાહે કે જન્નતનાં ઝરણાં મળે તે ખૂબ (વધારે) સદકહ અને ખૈરાત કરતો રહે.

# સબક : ૩૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

**'વલમ યકુલ્લહૂ'** وَلَمْ يَكُنْ لَّهُ

**ભાવાર્થ :**

'અને ન છે તેના'

## ❷ એક સુન્નત

સિજદહની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સિજદહથી ઊઠવાની તકબીર કહેવી.

[૨] સિજદહથી ઊઠતી વખતે પ્રથમ પેશાની, પછી નાક, પછી હાથ અને તે પછી ઘૂંટણો ઉઠાવવા તેમજ બંને સિજદહના દરમિયાન ઈત્મીનાનથી બેસવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

કઅદહમાં પુરુષોએ જમણો પગ (પંજો) ઊભો

રાખવો અને ડાબા પગ (પંજા)ને બિછાવીને તેના પર બેસવું અને પગની (જમણા પંજાની) આંગળીઓને કિબ્લા તરફ (વાળીને) રાખવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

શરાબ (દારૂ) પીવું મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે કે,

'જયારે અલ્લાહ તઆલા બંદાઓથી ગુનાહોનો ઈન્તિકામ (બદલો) લેવા ચાહે છે ત્યારે બાળકો વધારે પ્રમાણમાં મરે છે અને સ્ત્રીઓ વાંઝણી થઈ જાય છે.'

[હયાતુલ્મુસ્લિમીન)

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

આખિરતમાં દીન (મઝહબ, ધર્મ)ની મિસાલી સૂરત લિબાસ જેવી છે. એટલે જે શખ્સ ચાહે કે તેને જન્નતમાં ખૂબ ઉમદા લિબાસ મળે તે દીન અને તકવાને મજબૂત પકડે.

# સબક : ૪૦

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

كُفُوًا اَحَدٌ **'કુફુવન અહદ'**('બરાબરનો કોઈ')

وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ

**'વલમ યકુલ્લહૂ કુફુવન અહદ'**

'અને ન કોઈ તેના બરાબરનો (સમોવડિયો) છે.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સિજદહથી ઊઠતી વખતે પ્રથમ પેશાની, પછી નાક, પછી હાથ અને તે પછી ઘૂંટણો ઉઠાવવા તેમજ બંને સિજદહના દરમિયાન ઈત્મીનાનથી બેસવું.

[૨] પુરુષોએ કઅદહ (બેસવા)માં જમણો પગ (પંજો) ઊભો રાખવો અને પગની આંગળીઓ કિબ્લા

તરફ (વાળીને) રાખવી તેમજ ડાબો પગ (પંજો) બિછાવીને તેના ઉપર બેસવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

બંને હાથને જાંઘ ઉપર મૂકવા.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

શરાબ પિવડાવવું પણ મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી અલ્લાહ તઆલા હાકિમો (રાજ્યકર્તા)ઓના દિલોમાં પ્રજાના માટે ગઝબ અને ગુસ્સો પેદા ફરમાવી દે છે પછી તેઓ સખત અઝાબ અને સઝાની તકલીફો આપે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

સૂરએ **'બ-ક-રહ'** અને સૂરએ **'આલિ ઈમરાન'**ની કિયામતના દિવસે મિસાલી સૂરત ઘનઘોર (ઘટા) કાળાં વાદળો જેવી અથવા કતારમાં ઊભેલાં પક્ષીઓની ટોળી જેવી હશે. એટલે જે શખ્સ ચાહે કે કિયામતના દિવસે (તે) છાયામાં હોય તો આ સૂરતોની તિલાવત કરતો રહે.

# સબક : ૪૧

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

**'સુબ્હા–ન'** سُبْحَانَ

**ભાવાર્થ :**

'પાકી બયાન કરું છું હું.'

## 2 એક સુન્નત

કઅદહ (બેસવા)ની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પુરુષોએ જમણો પગ (પંજો) ઊભો રાખવો, ડાબો પગ બિછાવીને તેના પર બેસવું અને પગની આંગળીઓ કિબ્લા તરફ (વાળીને) રાખવી.

[૨] બંને હાથને જાંઘ ઉપર મૂકવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

**'તશહહુદ'** (**'અત્તહિય્યાત'**)માં **'અશહદુઅલ્લાઈલા–હ'**

પર શહાદતની આંગળી ઉઠાવવી અને '**ઈલ્લલ્લાહ**' પર ઝુકાવી દેવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

શરાબ નિચોવવું અર્થાત દારૂ ગાળવું, બનાવવું પણ મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

અલ્લાહ તઆલાની નાફરમાનીની નહૂસત (ગંદકી)થી ગુનાહ કરનારની મુહબ્બત અને અઝમત લોકોના દિલોમાંથી નીકળી જાય છે એટલે જે લોકો પ્રથમ તેની પ્રંશંસા કરતા હતા તેઓ ખુદ તેની બૂરાઈ કરવા લાગે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈલ્મનું મિસાલી સ્વરૂપ આખિરતમાં દૂધ જેવું છે. એટલે જે શખ્સ ચાહે કે જન્નતમાં દૂધનું ઝરણું મળે યા હોઝે કૌસરથી સયરાબ (તૃપ્ત) થાય તે દીનનો ઈલ્મ ખૂબ (વધારે) હાસિલ કરે.

# સબક : ૪૨

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

**'રબ્બિયલ અઝીમ'** رَبِّیَ الْعَظِیْمِ

('મારા પાલનહારની જે બુઝુર્ગીવાળો છે.')

**'સુબ્હા-ન રબ્બિયલ અઝીમ'** سُبْحَانَ رَبِّیَ الْعَظِیْمِ

'પાકી બયાન કરું છું હું મારા પાલનહારની,
જે બુઝુર્ગીવાળો છે.'

## ❷ એક સુન્નત

કઅદહ (બેસવા)ની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] બંને હાથને જાંઘ ઉપર મૂકવા.

[૨] **'વશહહુદ'** (**'અત્તહિય્યાત'**)માં **'અશહદુ અલ્લા**

ઈલા-હ' પર શહાદતની આંગળી ઉઠાવવી અને 'ઈલ્લલ્લાહ' પર ઝુકાવી દેવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

છેલ્લા કઅદહમાં દુરૂદ શરીફ પઢવું.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

શરાબ નીચોવડાવવું અર્થાત દારૂ ગળાવવું, બનાવડાવવું પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

બુખારી શરીફની હદીષમાં છે કે,

'જે શખ્સ કોઈની જમીનમાંથી હક વગર જરાક પણ લઈ લેશે અર્થાત નાજાઈઝ કબજો કરી લેશે તેને કિયામતના દિવસે સાતેય જમીનમાં ધસાવી દેવામાં આવશે.'

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નમાઝનું મિસાલી સ્વરૂપ નૂર જેવું છે એટલે જે શખ્સ ચાહે કે કિયામતના દિવસે પુલ સિરાત પર તેની પાસે નૂર રહે, તો નમાઝનો ખૂબ ઈહતિમામ (કાળજી રાખે અને કોશિશ) કરે.

# સબક : ૪૩

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

سَمِعَ اللّٰهُ 'સમિઅલ્લાહુ'

**ભાવાર્થ :**

'સાંભળી અલ્લાહે વાત.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] **'તશહહુદ'**માં **'અશ્હદુ અલ્લા ઈલા–હ'** પર શહાદતની આંગળી ઉઠાવવી અને **'ઈલ્લલ્લાહ'** પર ઝુકાવી દેવી.

[૨] છેલ્લા કઅદહમાં દુરૂદ શરીફ પઢવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

દુરૂદ શરીફ પછી કોઈ દુઆ જે કુર્આન કે હદીષમાં આવી હોય તે પઢવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

શરાબ વેચવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહથી અલ્લાહ તઆલા નારાઝ થાય છે. જો ગુનાહ પર બીજી કોઈ પણ સઝા ન હોત તો માત્ર એ વિચાર કરીને પણ ગુનાહથી બચવું જરૂરી હતું કે કોઈ શખ્સ પોતાના ઉપકાર કરનારને નારાજ કરવું પસંદ નથી કરતો. તો મુહસિને હકીકી અને આવા કરીમ માલિકને જેના આપણા પર અસંખ્ય અને અનંત એહસાનો છે, નારાઝ કરવું બંદગીની શરાફતથી ખિલાફ છે, ઉપરાંત ગુનાહો પર દુનિયા અને આખિરતમાં સખત અઝાબોની વઈદો (ચીમકી) પણ છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઈબાદતનો સૌથી મોટો ફાયદો એ છે કે અલ્લાહ તઆલા રાઝી થાય છે.

હદીસે કુદસીમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે,

જ્યારે મારી ફરમાંબરદારી કરવામાં આવે છે ત્યારે હું રાઝી થાઉં છું અને જ્યારે રાઝી થાઉં છું તો બરકત કરું છું અને મારી બરકતનો કોઈ અંત નથી.

# સબક : ૪૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

لِمَنْ 'લિમન'

**ભાવાર્થ :**

'તેની'

## ❷ એક સુન્નત

કઅદહ (બેસવા)ની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] છેલ્લા કઅદહમાં દુરૂદ શરીફ પઢવું.

[૨] દુરૂદ શરીફ પછી કોઈ દુઆ જે કુર્આન કે હદીષમાં આવી હોય તે પઢવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

બંને તરફ સલામ ફેરવવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

શરાબ ખરીદવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે બંદાને દીનના ઈલ્મથી મહરૂમ કરી દેવામાં આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈબાદત અને નેક આ'માલથી દુનિયાનો એક ફાયદો એ છે કે રિઝક (રોઝી)માં બરકત આપવામાં આવે છે. અર્થાત કયારેક રિઝકમાં જાહેરી વધારો પણ થાય છે અને બરકત તો હંમેશા થાય જ છે, કે થોડા રિઝકમાં ઘણા લાભો થાય છે તેમજ સુખચૈનથી જીવન નિર્વાહ થાય છે.



# સબક : ૪૫

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

حَمِدَهُ **'હમિદહ'**('જેણે તારીફ કરી.')

سَمِعَ اللّٰهُ لِمَنْ حَمِدَهُ

**'સમિઅલ્લાહુ લિમન હમિદહ'**

'સાંભળી અલ્લાહે વાત તેની જેણે તેની તારીફ કરી.'

## ❷ એક સુન્નત

કઅદહ (બેસવા)ની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] દુરૂદ શરીફ પછી કોઈ દુઆ જે કુર્આન કે હદીષમાં આવી હોય તે પઢવી.

[૨] બંને બાજુ સલામ ફેરવવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સલામની શરૂઆત જમણી બાજુથી કરવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

શરાબની કમાણી (આવક) ખાવી પણ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે રિઝક (રોઝી) ઓછી થઈ જાય છે અર્થાત રિઝકની બરકત ચાલી જાય છે. જો કે જાહેરમાં વધારે દેખાય છે; પરંતુ તેનો લાભ ઓછો થઈ જાય છે. દા.ત. : બીમારી, પરેશાની, અદાલતના મુકદમા તેમજ નકામા ખર્ચાઓ વગરેમાં વપરાય જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ફરમાંબરદારીથી દુનિયાનો એક ફાયદો એ છે કે જાતજાતની બરકતો આસમાન અને જમીનથી નાઝિલ થાય છે.



# સબક : ૪૬

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

رَبَّنَا 'રબ્બના'

**ભાવાર્થ :**

'હે અમારા પરવરદિગાર'

## ❷ એક સુન્નત

કઅદહ (બેસવા)ની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] બંને બાજુ સલામ ફેરવવી.

[૨] સલામની શરૂઆત જમણી બાજુથી કરવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઈમામે મુકતદીઓ, ફરિશ્તાઓ અને નેક જિન્નાતને સલામ કરવાની નિય્યત કરવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

શરાબને ઊંચકીને લાવવું અર્થાત કોઈના માટે શરાબ લાવવું (શરાબ પહોંચાડવાનું કામ કરવું) પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે ગુનાહગારને અલ્લાહ તઆલાથી એક વહશત (ગભરામણ) જેવી રહે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારીથી દુનિયાનો એક ફાયદો એ છે કે દરેક પ્રકારની તકલીફ અને પરેશાની દૂર થાય છે તેમજ દરેક પ્રકારની તંગી અને મુશ્કેલીથી છુટકારો મળે છે.



# સબક : ૪૭

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

لَکَ الْحَمْدُ 'લકલ હમ્દ'

('તારા જ માટે તમામ તા'રીફો છે.')

رَبَّنَا لَکَ الْحَمْدُ 'રબ્બના લકલ હમ્દ'

'હે અમારા પરવરદિગાર !
તારા જ માટે તમામ તા'રીફો છે.'

## ❷ એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સલામ ફેરવવાની શરૂઆત જમણી બાજુથી કરવી

[૨] ઈમામે મુકતદીઓ, ફરિશ્તાઓ અને નેક જિન્નાતને સલામ કરવાની નિય્યત કરવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

મુકતદીઓએ ઈમામ, ફરિશ્તાઓ, નેક જિન્નાત અને (પોતાની) જમણી-ડાબી બાજુના મુકતદીઓને સલામ કરવાની નિય્યત કરવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

શરાબ મંગાવવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી આદમીઓથી ખાસ કરીને નેક લોકોથી વહશત (ગભરામણ) થવા લાગે છે અને એ રીતે તેઓથી દૂર થઈને તેઓની બરકતોથી મહરૂમ થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારીથી દુનિયાનો એક ફાયદો એ છે કે દરેક કામમાં આસાની થાય છે.

# સબક : ૪૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

سُبْحَانَ رَبِّيَ الْاَعْلٰى

**'સુબ્હા–ન રબ્બિયલ આ'લા'**

'પાક છે મારો પરવરદિગાર જે ઘણો મહાન છે.'

## ❷ એક સુન્નત

કઅદહ (બેસવા)ની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સલામ ફેરવતી વખતે ઈમામે મુકતદીઓ, ફરિશ્તાઓ અને નેક જિન્નાતને સલામ કરવાની નિય્યત કરવી.

[૨] મુકતદીઓએ ઈમામ, ફરિશ્તાઓ, નેક જિન્નાત અને (પોતાની) જમણી–ડાબી બાજુના મુકતદીઓને સલામ કરવાની નિય્યત કરવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) માત્ર ફરિશ્તાઓને સલામ કરવાની નિય્યત કરવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

જિહાદે શરઈથી ભાગી જવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી મોટા ભાગના કામોમાં મુશ્કેલી પેશ આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ફરમાંબરદારીનો એક દુન્યવી ફાયદો એ છે કે જિંદગી મઝેદાર થઈ જાય છે અને એવી પુરલુત્ફ (આનંદ ભરેલી) જિંદગી બાદશાહોને પણ મળતી નથી, જેવી કે અલ્લાહના નેક બંદાઓને મળે છે.

# સબક : ૪૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَلتَّحِيَّاتُ **'અત્તહિય્યાતુ'**

**ભાવાર્થ :**

'બધી ઝબાની (મૌખિક) ઈબાદતો'

## ❷ એક સુન્નત

કઅદહ (બેસવા)ની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સલામ ફેરવતી વખતે મુકતદીઓએ ઈમામ, ફરિશ્તાઓ, નેક જિન્નાત અને (પોતાની) જમણી-ડાબી બાજુના મુકતદીઓને સલામ કરવાની નિય્યત કરવી.

[૨] મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) માત્ર ફરિશ્તાઓને સલામ કરવાની નિય્યત કરવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

મુકતદીએ ઈમામની સાથે સલામ ફેરવવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

રિશ્વત (લાંચ)ના વ્યવહારમાં ભાગ લેવો. દા.ત., રિશ્વત આપવા-લેવાનો મામલો નકકી કરાવી આપવો પણ મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે દિલમાં તારીકી અને ઝુલ્મત (અંધકાર) પેદા થાય છે અને તેની નહૂસત (ગંદકી)થી આદમી બિદઅત, ગુમરાહી અને જહાલતમાં ફસાઈને હલાક (બરબાદ) થઈ જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને નેકીથી દુનિયામાં એક ફાયદો એ થાય છે કે વરસાદ થાય છે, માલમાં વધારો થાય છે, ઔલાદ થાય છે, વાડીઓ ફળદ્રુપ થાય છે, નહેરોના પાણીમાં વધારો થાય છે.

# સબક : ૫૦

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

لِلّٰهِ **'લિલ્લાહિ'**

**ભાવાર્થ :**

'અલ્લાહના માટે છે.'

## ❷ એક સુન્નત

કઅદહ (બેસવા)ની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) માત્ર ફરિશ્તાઓને સલામ કરવાની નિય્યત કરવી.

[૨] મુકતદીએ ઈમામની સાથે સલામ ફેરવવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઈમામે બીજી સલામના અવાજને પહેલી સલામના અવાજ કરતાં ધીમો (મંદ) કરવો.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

જુગાર રમવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી દિલ અને શરીરમાં કમજોરી પેદા થાય છે. દિલની કમજોરી એ છે કે નેક કામોની હિમ્મત ઓછી થતાં થતાં બિલકુલ ખતમ થઈ જાય છે. દિલની કમજોરીથી શરીર પણ કમજોર થઈ જાય છે. એ જ કારણે જાહેરમાં બળવાન અને તંદુરસ્ત દેખાતા કાફિરો સહાબા (રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન)નો સામનો કરી શકતા ન હતા.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

અલ્લાહ તઆલા પોતાના નેક બંદાઓથી તમામ શર (બૂરાઈ) અને આફતોને દૂર કરી દે છે.



# સબક : ૫૧

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَالصَّلٰوةُ **'વસ્સલાતુ'**

**ભાવાર્થ :**

'તમામ બદની (શારીરિક) ઈબાદતો.'

## 2 એક સુન્નત

કઅદહ (બેસવા)ની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] મુકતદીએ ઈમામની સાથે સલામ ફેરવવી.

[૨] ઈમામે બીજી સલામના અવાજને પહેલી સલામના અવાજ કરતાં ધીમો (મંદ) કરવો.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

મસ્બૂકે (જેની શરૂઆતની રકાત છૂટી ગઈ હોય તેણે) ઈમામના ફારિગ થવાનો ઈન્તિઝાર કરવો.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ઝુલ્મ (અત્યાચાર) કરવો પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી આદમી ફરમાંબરદારી અને બંદગીની તૌફીકથી મહરૂમ થઈ જાય છે. અહીં સુધી કે ગુનાહોની નહૂસત (ગંદકી)થી ધીરે ધીરે તમામ નેક કામો છૂટી જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારીથી દુનિયાનો એક ફાયદો એ છે કે માલી (આર્થિક) નુકસાન ભરપાઈ થઈ જાય છે અને તેનો બદલો મળી જાય છે.



# સબક : પર

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

'વત્તય્યિબાતુ' وَالطَّيِّبَاتُ

('તમામ માલી ઈબાદતો')

اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوٰةُ وَالطَّيِّبَاتُ

'અત્તહિય્યાતુ લિલ્લાહિ વસ્સલવાતુ વત્તય્યિબાતુ'

'બધી ઝબાની (મૌખિક) ઈબાદતો અને બદની (શારીરિક) ઈબાદતો તેમજ માલી ઈબાદતો અલ્લાહના માટે છે.'

## 2 એક સુન્નત

કઅદહ (બેસવા)ની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઈમામે બીજી સલામના અવાજને પહેલી સલામના અવાજ કરતાં ધીમો (મંદ) કરવો.

[૨] મસ્બૂકે (જેની શરૂઆતની રકાત છૂટી ગઈ હોય તેણે) ઈમામના ફારિગ થવાનો ઈન્તિઝાર કરવો.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

મર્દ (પુરુષ)ની હાથની આંગળીઓ રુકૂઅમાં ફેલાયેલી (પહોળી થયેલી) અને સિજદહમાં મળેલી (ભેગી થયેલી) હોવી જોઈએ.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

કોઈનો માલ કે વસ્તુ તેની મરજી અને ઈજાઝત (પરવાનગી) વગર લેવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી જિંદગી ઘટે છે અને જિંદગીની બરકત નીકળી જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ફરમાંબરદારીથી દુનિયાનો એક ફાયદો એ છે કે નેક કામમાં માલ ખર્ચ કરવાથી માલ વધે છે.

# સબક : ૫૩

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

'અસ્સલામુ અલૈ-ક' السّلام عليک

'સલામ થાઓ આપ પર.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] મસ્બૂકે (જેની શરૂઆતની રકાત છૂટી ગઈ હોય તેણે) ઈમામના ફારિગ થવાનો ઈન્તિઝાર કરવો.

[૨] મર્દ (પુરુષ)ની હાથની આંગળીઓ રુકૂઅમાં ફેલાયેલી અને સિજદહમાં મળેલી હોવી જોઈએ.

આજનો સબક ઔરતોની નમાઝની રીતના તફાવત વિષે છે :

ઔરતો તકબીરે તહરીમા કહેતી વખતે બંને હાથોને ખભા સુધી ઉઠાવે, મર્દોની જેમ કાનો સુધી ન ઉઠાવે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

વ્યાજ લેવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી એક નુકસાન એ છે કે એક ગુનાહ બીજા ગુનાહનો સબબ થાય છે. અહીં સુધી કે ગુનાહોથી ટેવાઈ જવાથી તેને છોડવું મુશ્કેલ થાય છે. જો કે ગુનાહમાં લિઝઝત પણ નથી રહેતી, છતાં આદતથી મજબૂર થઈને કરે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઈબાદતથી દિલને એવો સુકૂન અને ઈત્મીનાન (સંતોષ) મળે છે, જેની લિઝઝત આગળ આખી દુનિયાની સલ્તનત પણ તુચ્છ છે.



# સબક : ૫૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَيُّهَا النَّبِىُّ 'અય્યુહન્નબિય્યુ' ('હે નબી !')

اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِىُّ

**'અસ્સલામુ અલૈ-ક અય્યુહન્નબિય્યુ'**

'સલામ થાઓ આપ પર હે નબી !'

## ❷ એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] મર્દની હાથની આંગળીઓ રુકૂઅમાં ફેલાયેલી અને સિજદહમાં મળેલી હોવી જોઈએ.

[૨] ઔરતો તકબીરે તહરીમા કહેતી વખતે બંને હાથોને ખભા સુધી ઉઠાવે, મર્દોની જેમ કાનો સુધી ન ઉઠાવે.

આજનો સબક ઔરતોની નમાઝની રીતના તફાવત વિષે છે :

ઔરતો પોતાના હાથોને દુપટ્ટા (ઓઢણી)માંથી બહાર ન કાઢે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ધમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

વ્યાજ આપવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે ગુનાહો કરવાથી તૌબાનો ઈરાદો કમજોર થતો જાય છે. અહીં સુધી કે તૌબાની બિલકુલ તૌફીક થતી નથી અને એ જ નાફરમાનીની હાલતમાં મોત આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ છે કે તે શખ્સની ઔલાદને પણ ફાયદો પહોંચે છે અને ઔલાદ પણ બલાઓથી મહફૂઝ (સુરક્ષિત) રહે છે.

# સબક : ૫૫

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَرَحْمَةُ اللّٰهِ 'વ રહમતુલ્લાહિ'

'અને અલ્લાહની રહમત'

## 2 એક સુન્નત

ઔરતોની નમાઝની રીતના તફાવત વિષે આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતો તકબીરે તહરીમા કહેતી વખતે બંને હાથોને ખભા સુધી ઉઠાવે, મર્દોની જેમ કાનો સુધી ન ઉઠાવે.

[૨] ઔરતો પોતાના હાથો દુપટ્ટા (ઓઢણી)માંથી બહાર ન કાઢે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતો સીના પર હાથ બાંધે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

વ્યાજ લખવું (અર્થાત વ્યાજુ લેણ-દેણના હિસાબનીશનું કામ કરવું) પણ મોટો ગુનાહ છે. એના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે થોડા દિવસોમાં એ ગુનાહની બૂરાઈ દિલમાંથી નીકળી જાય છે અને એ શખ્સ જાહેરમાં ગુનાહ કરવા લાગે છે. તેમજ અલ્લાહ તઆલાની મગફિરત અને માફીથી દૂર થઈ જાય છે તથા ગુનાહની બૂરાઈ દિલમાંથી કમ થતાં થતાં કેટલીક વખતે કુફ્ર સુધી પહોંચી જાય છે. (અલ્લાહ બચાવે)

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઈબાદતથી જિંદગીમાં ગૈબી બશારતો નસીબ થાય છે. દા.ત. સારો ખ્વાબ જોયો કે જાણે જન્નતમાં ચાલ્યો ગયો છે, જેનાથી દિલ ખૂશ થઈ ગયું અને અલ્લાહ તઆલાથી મુહબ્બતમાં વધારો થઈ ગયો તેમજ એનાથી વધારે નેક આ'માલની તૌફીક થઈ જાય છે.

# સબક : ૫૬

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَبَرَ كَاتُهٗ 'વ બરકાતુહૂ' ('અને તેની બરકતો')

اَلسَّلَامُ عَلَيْكَ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَ كَاتُهٗ

**'અસ્સલામુ અલૈ-ક વ રહમતુલ્લાહિ વ બરકાતુહુ'**

'સલામ થાઓ આપ પર હે નબી ! અને અલ્લાહની રહમત તેમજ તેની બરકતો આપ પર નાઝિલ થાઓ !'

## 2 એક સુન્નત

ઔરતોની નમાઝની રીતના તફાવત વિષે આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતો પોતાના હાથો દુપટ્ટા (ઓઢણી) માંથી બહાર ન કાઢે.

[૨] ઔરતો સીના પર હાથ બાંધે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતોએ જમણા હાથની હથેળી ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકી દેવી. મર્દોની જેમ આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને ડાબા હાથનું કાંડુ પકડવું નહિ.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

વ્યાજુ લેણ-દેણમાં સાક્ષી બનવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે દરેક ગુનાહ ખુદાના દુશ્મનોમાંથી કોઈનો વારસો છે તો જાણે ગુનાહ કરનાર શખ્સ એ મલઊન કૌમોનો વારસદાર બને છે.

હદીસે પાકમાં છે કે,

'જે શખ્સ કોઈ કોમની ચાલચલણ અપનાવે તે તેઓમાંથી જ ગણાશે.'

માટે (ગુનાહથી) જલદી તૌબા કરવી જોઈએ.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેક કામો કરવાથી મરતી વખતે ફરિશ્તાઓ જન્નતની અને ત્યાંની નેઅમતોની તેમજ હક તઆલાની રઝા (પ્રસન્નતા)ની ખૂશ ખબર સંભળાવે છે.

# સબક : ૫૭

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

| | |
|---|---|
| 1 | નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ |

اَلسَّلَامُ عَلَيْنَا 'અસ્સલામુ અલૈના'

'સલામ થાઓ અમારા પર.'

| | |
|---|---|
| 2 | એક સુન્નત |

ઔરતોની નમાઝની રીતના તફાવત વિષે આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતો સીના પર હાથ બાંધે.

[૨] ઔરતોએ જમણા હાથની હથેળી ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકી દેવી. મર્દોની જેમ આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને ડાબા હાથનું કાંડુ પકડવું નહિ.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

રુકૂઅમાં ઔરતો ઓછું ઝૂકે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

જૂઠું બોલવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે એવો શખ્સ અલ્લાહ તઆલાની નજીક બેકદર અને ઝલીલ થઈ જાય છે તેમજ લોકોમાં પણ ઈઝઝત રહેતી નથી. ભલે લોકો તેની બૂરાઈના ડરના કારણે કે કોઈ લાલચના કારણે તેને માન આપે; પરંતુ કોઈના દિલમાં તેની અઝમત રહેતી નથી.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ઈબાદતોમાં એ અસર છે કે જો કોઈ બાબતમાં મૂંઝવણ અને ચિંતા હોય તો તે દૂર થાય છે તેમજ તે જ તરફ મનનું વલણ થઈ જાય છે, જેમાં સંપૂર્ણ ભલાઈ અને ફાયદો હોય, નુકસાનની સંભાવના જ ન હોય. જેમ કે ઈસ્તિખારહની નમાઝ પઢીને દુઆ કરવાથી.

# સબક : ૫૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَعَلٰی عِبَادِ اللّٰهِ 'વ અલા ઈબાદિલ્લાહિ'

'અને અલ્લાહના નેક બંદાઓ પર.'

## ❷ એક સુન્નત

ઔરતોની નમાઝની રીતના તફાવત વિષે આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતોએ જમણા હાથની હથેળી ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકી દેવી. મર્દોની જેમ આંગળી અને અંગૂઠા વડે વર્તુળ બનાવીને ડાબા હાથનું કાંડુ પકડવું નહિ.

[૨] રુકૂઅમાં ઔરતો ઓછું ઝુકે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતોએ રુકૂઅમાં બંને હાથની આંગળીઓ

મેળવીને ઘૂંટણ ઉપર મૂકી દેવી. મર્દોની જેમ આંગળીઓ પહોળી કરીને ઘૂંટણને પકડવા નહિં.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

અમાનતમાં ખયાનત કરવું પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહની નહૂસત ન માત્ર ગુનાહગારને પહોંચે છે, બલકે એનું નુકસાન બીજી મખ્લૂકાતને પણ પહોંચે છે, જેના કારણે જાનવરો પણ તેના પર લાનત કરે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ઈબાદતોમાં એ અસર છે કે અલ્લાહ તઆલા તેના તમામ કામોની જવાબદારી ઉપાડી લે છે.

હદીસે કુદસીમાં છે કે,

'હે ઈબ્ને આદમ ! મારા માટે દિવસની શરૂઆતમાં ચાર રકાત પઢતો રહે, હું દિવસના અંત સુધી તારા તમામ કાર્યો પાર પાડીશ.' [તિરમિઝી શરીફ]

# સબક ૪ ૫૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

الصَّالِحِيْنَ **'અસ્સાલિહીન'** ('નેક બંદાઓ')

اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ

**'અસ્સલામુ અલૈના વ અલા ઈબાદિલ્લાહિસ્સાલિહીન'**

'સલામ થાઓ અમારા પર અને અલ્લાહના નેક બંદાઓ પર.'

## 2 એક સુન્નત

ઔરતોની નમાઝની રીતના તફાવત વિષે આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] રુકૂઅમાં ઔરતો ઓછું ઝુકે.

[૨] ઔરતોએ રુકૂઅમાં બંને હાથની આંગળીઓ મેળવીને ઘૂંટણ ઉપર મૂકી દેવી. મર્દોની જેમ આંગળીઓ પહોળી કરીને ઘૂંટણને પકડવા નહિ.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતોએ પોતાની બંને બાઝૂઓ (હાથની કોણીથી ખભા સુધીના ભાગ)ને પહલૂ (બગલ)ની સાથે ખૂબ મેળવીને રાખવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

વાયદાની વિરુધ્ધ કરવું, વચનભંગ કરવું પણ મોટો ગુનાહ છે અને સખત અઝાબને પાત્ર છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે બુદ્ધિ ભ્રષ્ટ અને ઓછી થાય છે, બલકે દુષ્ટ બુદ્ધિવાળો જ ગુનાહ કરે છે. જો બુદ્ધિ ઠીક હોય તો આવા શક્તિમાન બંને જહાનના માલિકની નાફરમાની ન કરે અને ગુનાહની થોડીક લિઝઝત માટે દુનિયા અને આખિરતના ફાયદાઓને નષ્ટ ન કરે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક નેકીઓમાં એ અસર છે કે માલમાં બરકત થાય છે. હદીસે પાકમાં વેચનાર અને ખરીદનારના સત્ય બોલવાથી અને પોતાના માલની ખામી બતાવી દેવાથી બરકતનો વાયદો છે. [જઝાઉલ આ'માલ]

# સબક : ૬૦

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَشْهَدُ 'અશહદુ'

'હું ગવાહી (સાક્ષી) આપું છું.'

## 2 એક સુન્નત

ઔરતોની નમાઝની રીતના તફાવત વિષે આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતોએ રુકૂઅમાં બંને હાથની આંગળીઓ મેળવીને ઘૂંટણ ઉપર મૂકી દેવી. મર્દોની જેમ આંગળીઓ પહોળી કરીને ઘૂંટણને પકડવા નહિ.

[૨] ઔરતોએ પોતાની બંને બાઝૂઓ (હાથની કોણીથી ખભા સુધીના ભાગ)ને પહલૂ (બગલ) સાથે ખૂબ મેળવીને રાખવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતોએ બંને પગની ઘૂંટીઓ બિલકુલ મેળવી દેવી.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

છોકરીઓને વારસાનો હક ન આપવો પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક મોટું નુકસાન એ છે કે ગુનાહગાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની લાનતમાં દાખલ થઈ જાય છે, કારણકે આપે ઘણા ખરા ગુનાહો પર લાનત ફરમાવી છે. દા.ત.,

- કૌમે લૂતનો અમલ (સૃષ્ટિ વિરુદ્ધ કર્મ કરનાર) પર,
- તસવીર બનાવનાર પર,
- ચોર પર,
- સહાબા (રદિ.)ને બુરા કહેનારાઓ પર, વગેરે.

જો ગુનાહ માટે કોઈ બીજી સઝા ન હોત તો શું આ ઓછું નુકસાન છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની લાનતમાં એ શખ્સ આવી ગયો !

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતનો એક દુન્યવી ફાયદો એ છે કે અલ્લાહ તઆલાની ફરમાંબરદારીથી હુકૂમત અને સલ્તનત બાકી રહે છે.

# સબક : ૬૧

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

لَآ اِلٰهَ 'અલ્લાઈલા-હ'

'કોઈ મા'બૂદ (ઈબાદતને લાયક) નથી.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતોએ પોતાની બંને બાઝૂઓ (હાથની કોણીથી ખભા સુધીના ભાગ)ને પહલું (બગલ) સાથે ખૂબ મેળવીને રાખવી.

[૨] ઔરતોએ બંને પગની ઘૂંટીઓને બિલકુલ મેળવી દેવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતોએ સિજદહમાં પગોને (આંગળીઓ પર) ટેકવવા નહીં, બલકે જમણી બાજુએ બહાર કાઢી લેવા.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

અલ્લાહ તઆલાના કોઈ ફર્ઝ જેવાકે નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત છોડી દેવા પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહો કરવાથી આદમી ફરિશ્તાઓની દુઆથી મહરૂમ થઈ જાય છે. ફરિશ્તાઓ તે મોમિનો માટે મગફિરતની દુઆ કરે છે, જેઓ અલ્લાહના બતાવેલા રસ્તા પર ચાલે છે. જેણે ગુનાહો કરીને એ રસ્તાને છોડી દીધો, તે એ દોલતનો હકકદાર કેવી રીતે રહી શકે !

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક માલી ઈબાદતોથી અલ્લાહ તઆલાનો ગુસ્સો ઠંડો થાય છે અને બૂરી હાલત પર મોત નથી આવતું.

હદીસે પાકમાં છે કે,

સદકો પરવરદિગારના ગુસ્સાને ઠંડો કરે છે અને બૂરી મોતથી બચાવે છે.

# સબક : ૬૨

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اِلَّا اللّٰہُ **'ઈલ્લલ્લાહુ'** 'અલ્લાહના સિવાય'

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ

**'અશ્હદુ અલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ'**

'હું ગવાહી (સાક્ષી) આપું છું કે અલ્લાહના સિવાય કોઈ માબૂદ (ઈબાદતને લાયક) નથી.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતોએ બંને પગની ઘૂંટીઓને બિલકુલ મેળવી દેવી.

[૨] ઔરતોએ સિજદહમાં પગોને (આંગળીઓ પર) ટેકવવા નહીં, બલકે જમણી બાજુએ બહાર કાઢી લેવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતોએ સિજદહ ખૂબ સંકોચાઈને અને દબાઈને એવી રીતે કરવો કે પેટ બંને જાંઘોની સાથે અને બંને બાઝૂઓ બંને પહલુંઓ (બગલ)ની સાથે ભેગા મળી જાય.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

કોઈ મુસલમાનને બેઈમાન, કાફિર, ખુદાનો દુશ્મન કહેવું, પણ મોટો ગુનાહ છે, જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે જાત જાતની ખરાબીઓ ગુનાહોની નહૂસતના કારણે ધરતી પર પેદા થાય છે. પાણી, હવા, અનાજ, ફળ નાકિસ (ખરાબ) થઈ જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતની એક અસર એ છે કે દુઆથી બલા (મુસીબત) દૂર થાય છે અને નેકી કરવાથી ઉમર વધે છે.

# સબક : ૬૩

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાવા કલિમાતનો ભાવાર્થ

وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا

**'વ અશ્હદુઅન્ન મુહમ્મદન'**

'અને હું ગવાહી (સાક્ષી) આપું છું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતોએ સિજદહમાં પગોને (આંગળીઓ પર) ટેકવવા નહીં, બલકે જમણી બાજુએ બહાર કાઢી લેવા.

[૨] ઔરતોએ સિજદહ ખૂબ સંકોચાઈને અને દબાઈને એવી રીતે કરવો કે પેટ બંને જાંઘોની સાથે અને બંને બાઝૂઓ બંને પહલુંઓ (બગલ)ની સાથે ભેગા મળી જાય.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતોએ સિજદહમાં હાથ અને કોણીઓ જમીન પર મૂકી દેવી.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

ભાવ નકકી કરીને પછી જબજસ્તીથી ઓછો આપવો પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક દુન્યવી નુકસાન એ છે કે ગુનાહ કરવાથી શરમ અને હયા ચાલી જાય છે. અને જયારે શરમ રહેતી નથી ત્યારે આદમી જે કંઈ કરે છે તે ઓછું છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક નેકીઓથી તમામ કામ થઈ જાય છે. જેમકે સૂરએ 'યાસીન' પઢવાથી.

હદીસે પાકમાં છે કે,

જે શખ્સ દિવસની શરૂઆતમાં 'યાસીન' પઢી લે, તેની તમામ હાજતો પૂરી કરવામાં આવશે. (દારમી)

# સબક : ૬૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

عَبْدُهٗ . 'અબ્દુહૂ' 'તેના બંદા'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતોએ સિજદહ ખૂબ સંકોચાઈને અને દબાઈને એવી રીતે કરવો કે પેટ બંને જાંઘોની સાથે અને બંને બાઝૂઓ બંને પહલુઓ (બગલ)ની સાથે ભેગા મળી જાય.

[૨] ઔરતોએ સિજદહમાં હાથ અને કોણીઓ જમીન પર મૂકી દેવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતો કઅદહમાં ડાબી તરફ (થાપા પર) બેસે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

નામહરમની પાસે એકાંતમાં બેસવું પણ છે.

(જેની સાથે નિકાહ કરવા જાઈઝ નથી તેને શરીઅતની પરિભાષામાં નામહરમ કહે છે.)

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાની અઝમત દિલમાંથી નીકળી જાય છે. એટલે અલ્લાહ તઆલાની નઝરમાં તેની ઈઝઝત નથી રહેતી, જેથી તે શખ્સ લોકોની નઝરોમાં ઝલીલ અને ખ્વાર થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક નેકી અને ઈબાદતથી ભૂખ્યા રહેવું નથી પડતું. જેમકે સૂરએ 'વાકિઆ' પઢવાથી.

હદીસે પાકમાં છે કે,

જે શખ્સ દરેક રાતે સૂરએ 'વાકિઆ' પઢતો રહેશે તે કદી ભૂખ્યો ન રહેશે.

# સબક : ૬૫

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَرَسُوْلُهٗ 'વ રસૂલુહૂ' 'અને તેના રસૂલ છે.'

اَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ

**'વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ'**

'અને હું ગવાહી આપું છું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેના બંદા અને રસૂલ છે.'

## ❷ એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતોએ સિજદહમાં હાથ અને કોણીઓ જમીન પર મૂકી દેવી.

[૨] ઔરતો કઅદહમાં ડાબી તરફ (થાપા પર) બેસે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતો કઅદહમાં બંને પગો જમણી તરફ બહાર કાઢે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

નાચ જોવું પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી નેઅમતો છીનવાઈ જાય છે અને બલાઓ તથા મુસીબતોની ભરમાર થાય છે. કેટલાક ગુનેહગાર જો કે ખૂબ ઐશ (મઝા)માં દેખાય છે, પરંતુ એ અલ્લાહની તરફથી ઢીલ છે અને એવો શખ્સ ઓર પણ વધારે ખતરામાં છે, કારણ કે એ જયારે પકડમાં આવશે ત્યારે દુનિયા અને આખિરતમાં ભેગી સઝા આપવામાં આવશે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાનની બરકતથી થોડા ખોરાકથી પેટ ધરાઈ જાય છે. હદીસે પાકમાં છે કે, એક માણસ કુફની હાલતમાં ખૂબ ખાતો હતો. ઈમાન લાવ્યા બાદ ખૂબ ઓછું ખાવા લાગ્યો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું,

મોમિન એક આંતરડામાં ખાય છે અને કાફિર સાત આંતરડાંમાં.

# સબક ૪ ૬૬

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَللّٰهُمَّ صَلِّ 'અલ્લાહુમ્મ સલ્લિ'

'હે અલ્લાહ ! રહમત નાઝિલ ફરમાવ.'

## ❷ એક સુન્નત

ઔરતોની નમાઝની રીતના તફાવત વિષે આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતો કઅદહમાં ડાબી તરફ (થાપા પર) બેસે.

[૨] ઔરતો કઅદહમાં બંને પગો જમણી તરફ બહાર કાઢે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ઔરતો કઅદહમાં બંને હાથોની આંગળીને ખૂબ મેળવીને રાખે.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

રાગ અને વાજિંત્ર (જેને આજકાલ સંગીત કહેવાય છે) સાંભળવુ પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

| ❹ | ગુનાહનાં નુકસાનો |
|---|---|

ગુનાહ કરવાથી ઈઝઝત અને શરાફતના ઈલ્કાબ છીનવીને ઝિલ્લત અને રુસ્વાઈના ખિતાબ મળે છે. દા.ત., નેકી કરવાથી જે શખ્સ નેક, ફરમાંબરદાર, તહજ્જુદ ગુઝાર કહેવાય છે તે શખ્સ ખુદા ન ખ્વાસ્તા ગુનાહ કરવા માંડે તો હવે તે જ શખ્સ ફાસિક, ફાજિર, ઝાની (વ્યભિચારી), ઝાલિમ વગેરે કહેવાય છે.

| ❺ | ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા |
|---|---|

કેટલીક દુઆઓની બરકત એ છે કે બીમારી લાગુ થવાનો કે મુસીબત આવવાનો ખોફ નથી રહેતો. જેમકે કોઈ મરીઝ (બીમાર) યા મુસીબતમાં સપડાયેલાને જોઈને આ દુઆ પઢવાથી :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ عَافَانِیْ مِمَّا ابْتَلَاکَ بِهٖ

وَفَضَّلَنِیْ عَلٰی کَثِیْرٍ مِّمَّنْ خَلَقَ تَفْضِیْلًا

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલા-ક બિહી વ ફદ્દ-લની અલા કસીરિમ મિમ્મન ખ-લ-ક તફઝીલા'**

# સબક : ૯૭

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

عَلٰى مُحَمَّدٍ **'અલા મુહમ્મદિન'**

'મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર.'

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન'**

'હે અલ્લાહ ! રહમત નાઝિલ ફરમાવ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતો કઅદહમાં બંને પગો જમણી તરફ બહાર કાઢે.

[૨] ઔરતો કઅદહમાં બંને હાથોની આંગળીને ખૂબ મેળવીને રાખે.

આજથી હવે સૂઈને ઊઠવાની સુન્નતો શરૂ થાય છે.

ઊંઘમાંથી ઊઠતાં જ બંને હાથો વડે ચહેરા અને આંખોને મસળવું (ચોળવું) કે જેથી ઘેન દૂર થઈ જાય.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

કાફિરોની રસ્મો (રિવાજો)ને પસંદ કરવા મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી શેતાનો તેના ઉપર કાબૂ મેળવી લે છે અને સહેલાઈથી તેના અંગોને ગુનાહોમાં ગર્ક કરી દે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક દુઆઓની બરકતથી ચિંતા દૂર થઈ જાય છે અને કર્ઝ અદા થઈ જાય છે. હદીસે પાકમાં આ દુઆ શીખવવામાં આવી છે.

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنَ الْهَمِّ وَالْحُزْنِ وَاَعُوْذُبِکَ
مِنَ الْعَجْزِ وَالْکَسَلِ وَاَعُوْذُبِکَ مِنَ الْبُخْلِ وَالْجُبْنِ وَ
اَعُوْذُبِکَ مِنْ غَلَبَةِ الدَّیْنِ وَقَهْرِ الرِّجَالِ

**'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ–ક મિનલ્હમ્મિ વલ્હુઝ્નિ વ અઊઝુ બિ–ક મિનલ અજ્ઝિ વલ્કસ્લિ વ અઊઝુ બિ–ક મિનલ બુખ્લિ વલ્જુબ્નિ વ અઊઝુ બિ–ક મિન ગ–લ–બ તિદ્દયનિ વ કહરિર્રિજાલિ.'**

# સબક : ૬૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَعَلٰى اٰلِ مُحَمَّدٍ

**'વ અલા આલિ મુહમ્મદિન'**

'અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આલ (ઔલાદ) પર.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઔરતો કઅદહમાં બંને હાથની આંગળીઓને ખૂબ મેળવીને રાખે.

[૨] ઊંઘમાંથી ઊઠતાં જ બંને હાથો વડે ચહેરો અને આંખોને મસળે (ચોળે) કે જેથી ઘેન દૂર થઈ જાય.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સવારે આંખો ખૂલે ત્યારે આ દુઆ પઢે :–

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અહયાના બઅદ મા અમાત–ના વ ઇલૈહિન્નુશૂર**

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

કોઈની મઝાક-મશ્કરી કરીને તેને બેઈઝઝત અને શરમિંદા કરવો પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દિલમાંથી ઈત્મીનાન (ચેન) ચાલી જાય છે. હરેક વખતે ડર રહે છે કે,

) કોઈ જોઈ ન લે !

) કયાંક ઈઝઝત ચાલી ન જાય !

) કોઈ બદલો તો ન લે !.....વગેરે.

એનાથી જિંદગી કડવી થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક દુઆ એવી છે કે મખ્લૂકના હરેક શર (બૂરાઈ)થી બચાવે છે. જેમકે સૂરએ 'ઈખ્લાસ', સૂરએ 'ફલક', સૂરએ 'નાસ' સવાર-સાંજે ત્રણ વખત પઢવાથી હરેક શર (બૂરાઈ)થી હિફાઝતનો હદીસે પાકમાં વાયદો છે.

# સબક : ૬૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

كَمَا صَلَّيْتَ 'કમા સલ્લય-ત'

'જેવી કે આપે રહમત નાઝિલ ફરમાવી.'

## 2 એક સુન્નત

સૂઈને ઊઠવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ઊંઘમાંથી ઊઠતાં જ બંને હાથો વડે ચહેરો અને આંખોને મસળે (ચોળે) કે જેથી ઘેન દૂર થઈ જાય.

[૨] સવારે આંખો ખૂલે ત્યારે આ દુઆ પઢે :–

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَحْيَانَا بَعْدَ مَا اَمَاتَنَا وَاِلَيْهِ النُّشُوْرُ

અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અહયાના બઅદ મા અમાત-ના વ ઈલૈહિન્નુશૂર

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સૂઈને ઊઠયા પછી મિસ્વાક કરે. વુઝૂ કરતી વખતે ફરી પાછું મિસ્વાક કરવામાં આવશે તે અલગ સુન્નત છે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

ઉઝર (શરઈ કારણ) વગર નમાઝ કઝા કરવી પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરતાં કરતાં તે ગુનાહ દિલમાં વસી જાય છે. અહીં સુધી કે મરતી વખતે કલિમા પણ મુખમાંથી નથી નીકળતો, બલકે જિંદગીમાં જે કામો કરતો હતો તે જ જાહેર થાય છે. દા.ત., એક ભીખ માંગનારો આખરી વખતમાં કલિમા પઢવાના બદલે ભીખ માંગતો માંગતો મરી ગયો ! (અલ્લાહની પનાહ)

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ઈબાદતોથી હાજતો પૂરી થવામાં મદદ મળે છે. જેમકે નમાઝે હાજત પઢીને દુઆ માંગવાથી અલ્લાહ તઆલા બંદાની હાજતને પૂરી ફરમાવી દે છે.

# સબક : ૭૦

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

عَلٰٓى اِبْرَاهِيْمَ 'અલા ઈબ્રાહી–મ'

'ઈબ્રાહીમ અલયહિસ્સલામ પર.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સવારે આંખો ખૂલે ત્યારે આ દુઆ પઢે :–

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَحْيَانَا بَعْدَ مَااَمَاتَنَا وَاِلَيْهِ النُّشُوْرُ

અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અહયાના બઅદ મા અમાત–ના વ ઈલૈહિન્નુશૂર

[૨] સૂઈને ઊઠયા પછી મિસ્વાક કરે. વુઝૂ કરતી વખતે ફરી પાછું મિસ્વાક કરવામાં આવશે તે અલગ સુન્નત છે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

વાસણમાં હાથ નાંખતા પહેલાં બંને હાથોને કાંડા સુધી ત્રણ વખત સારી રીતે ધૂએ.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

છોકરાઓ સાથે બદકામ (સૃષ્ટિ વિરુદ્ધનું કર્મ) કરવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાની રહમતથી નાઉમ્મીદી થઈ જાય છે. એટલે તૌબા નથી કરતો અને તૌબા વગર જ મરે છે. એક શખ્સને મરતી વખતે કલિમાની તલ્કીન કરવામાં આવી તો તેણે કહ્યું કે,

'આ કલિમાથી શું થશે? મેં તો કદી નમાઝ પઢી નથી!'

અને તે મરી ગયો. અલ્લાહ પનાહમાં રાખે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતનો એક ફાયદો એ છે કે ઈમાન અને નેક અમલની બરકતથી અલ્લાહ એવા લોકોનો હામી અને મદદગાર થઈ જાય છે.

# સબક ૭૧

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ 'વ અલા આલિ ઈબ્રાહી-મ'

'અને ઈબ્રાહીમ (અલૈ.)ની આલ (ઔલાદ) પર.'

كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ

'કમા સલ્લય-ત અલા ઈબ્રાહી-મ વ અલા આલિ ઈબ્રાહી-મ'

'જેવી રીતે આપે રહમત નાઝિલ ફરમાવી ઈબ્રાહીમ અલૈહિસ્સલામ પર અને તેમની આલ (ઔલાદ) પર.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સૂઈને ઊઠયા પછી મિસ્વાક કરે.

[૨] વાસણમાં હાથ નાંખતા પહેલાં બંને હાથોને કાંડા સુધી ત્રણ વખત સારી રીતે ધૂએ.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સંડાસમાં દાખલ થતા પહેલા આ દુઆ પઢે :

**બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિનલ ખુબુસિ વલખબાઈસ**

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ખુદાની રહમતથી માયૂસ (નિરાશ) થવું પણ છે.

અલ્લાહ તઆલાની ઝાત 'રહમાન' અને 'રહીમ' છે. ગમે એવો ગુનાહ હોય, તૌબા કરવાથી અલ્લાહ તઆલા માફ કરી દે છે, માટે જલ્દી તૌબા કરવી જોઈએ.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દિલ પર એક કાળો ડાઘ લાગી જાય છે, જે તૌબાથી નીકળી જાય છે, નહિતર વધતો રહે છે, જેનાથી કુબૂલે હક (સાચી વાત સ્વીકારવા)ની સલાહિય્યત નષ્ટ થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

જેઓ ઈમાન લાવ્યા અને નેક અમલ કરે છે, ફરિશ્તાઓને હુકમ થાય છે કે તેમના દિલોને મજબૂત રાખો અને તેઓને સાબિત કદમ રાખો.

# સબક ૪ ૭૨

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اِنَّکَ 'ઈન્ન–ક' 'બેશક આપ'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સૂઈને ઊઠીને વાસણમાં હાથ નાંખતા પહેલાં બંને હાથોને કાંડા સુધી ત્રણ વખત સારી રીતે ધૂએ.

[૨] સંડાસમાં દાખલ થતાં પહેલાં આ દુઆ પઢે :

بِسْمِ اللّٰہِ اَللّٰھُمَّ اِنِّیْ اَعُوْذُبِکَ مِنَ الْخُبُثِ وَالْخَبَآئِثِ

**બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ–ક મિનલ ખુબુસિ વલખબાઈસ**

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સંડાસમાં દાખલ થતી વખતે પહેલાં ડાબો પગ અંદર મૂકે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈના પર હિકારત (તુચ્છકાર)થી હસવું પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દુનિયાની રગબત (ખ્વાહિશ) અને આખિરતથી વહશત (ઘૃણા, તિરસ્કાર, ગભરાટ) પેદા થઈ જાય છે. જેના કારણે આ નાશવંત દુનિયાના કામોમાં મશગૂલ થાય છે અને આખિરતનાં કામોથી બેઝારી (કંટાળો) થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કામિલ (પરિપૂર્ણ) ઈમાનવાળાઓને અલ્લાહ તઆલા સાચી ઈઝઝત આપે છે.



## સબક : ૭૩

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

| ❶ | નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ |
|---|---|

حَمِيْدٌ 'હમીદુન' 'તારીફના લાયક.'

| ❷ | એક સુન્નત |
|---|---|

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સંડાસમાં દાખલ થતાં પહેલાં આ દુઆ પઢે :

بِسْمِ اللّٰهِ اللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنَ الْخُبُثِ وَالْخَبَآئِثِ

બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિનલ ખુબુસિ વલખબાઈસ.

[૨] સંડાસમાં દાખલ થતી વખતે પહેલાં ડાબો પગ અંદર મૂકે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

માંથુ ઢાંકીને અને જૂતા (પગરખાં) પહેરીને સંડાસમાં જાય.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈને ટોણો મારવો પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાનો ગઝબ (ગુસ્સો) નાઝિલ થાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાન અને ફરમાંબરદારીની બરકતથી અલ્લાહ તઆલા તેઓના મરતબાને બુલંદ (ઊંચા) ફરમાવે છે.



# સબક : ૭૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مَّجِيْدٌ 'મજીદુન' 'બુઝુર્ગીવાળો'

اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ

'ઈન્નક હમીદુમ્મજીદ'

'બેશક, આપ તારીફના લાયક મોટી બુઝુર્ગીવાળા છો.'

## 2 એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સંડાસમાં દાખલ થતી વખતે પહેલાં ડાબો પગ અંદર મૂકે.

[૨] માંથુ ઢાંકીને અને જૂતા (પગરખાં) પહેરીને સંડાસમાં જાય.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પેશાબ-પાખાના માટે આસાનીથી જેટલા નીચા થઈને બદન ખોલે એટલું જ બેહતર છે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈને બૂરા લકબથી બોલાવવું (સંબોધવું) પણ છે. જેમકે, હે આંધળા ! હે લંગડા ! હે જાડા...! વગેરે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દિલની મજબૂતી અને દીનની પુખ્તગી ચાલી જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાન અને ઈબાદતની બરકતથી અલ્લાહ તઆલા મખ્લૂકના દિલોમાં તેની મુહબ્બત નાંખી દે છે અને જમીન પર તેને મકબૂલિય્યત આપવામાં આવે છે.

# સબક : ૭૫

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَللّٰهُمَّ بَارِكْ 'અલ્લાહુમ્મ બારિક'

**ભાવાર્થ :**

'હે અલ્લાહ ! બરકત નાઝિલ ફરમાવ.'

## ❷ એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] માંથુ ઢાંકીને અને જૂતા (પગરખાં) પહેરીને સંડાસમાં જાય.

[૨] પેશાબ-પાખાના માટે આસાનીથી જેટલા નીચા થઈને બદન ખોલે એટલું જ બેહતર છે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પેશાબ-પાખાના વખતે કિબ્લાની તરફ ન ચહેરો કરે કે ન તે તરફ પીઠ કરે.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

બદગુમાની કરવું અર્થાત શરઈ દલીલ વગર કોઈને બૂરો સમજવું પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી ઘણી વખતે બંદગી અને ઈબાદતના ફાયદા વેડફાઈ જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કામિલ (પરિપૂર્ણ) ઈમાનવાળાઓ અર્થાત નેક મોમિન બંદાઓના હકમાં કુર્આને પાક હિદાયત અને શિફા છે.



# સબક : ૭૬

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

عَلٰى مُحَمَّدٍ **'અલા મુહમ્મદિન'**

**ભાવાર્થ :**

'મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર.'

## ❷ એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પેશાબ-પાખાના માટે આસાનીથી જેટલા નીચા થઈને બદન ખોલે એટલું જ બેહતર છે.

[૨] પેશાબ-પાખાના વખતે કિબ્લાની તરફ ન ચહેરો કરે કે ન તે તરફ પીઠ કરે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પેશાબ-પાખાના કરતી વખતે સખત જરૂરત વગર વાત ન કરે. (ઝબાનથી) અલ્લાહનો ઝિક્ર પણ ન કરે.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈના અયબ (ખામી, દોષ), શોધવા પણ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

બેશરમી અને બેહયાઈના કામોથી પ્લેગ અને એવી નવી નવી બિમારીઓ ફેલાય છે જે અગાઉના લોકોમાં ન હતી. આજકાલ જેમકે કેન્સર અને એઈડઝ.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

શુક્ર કરવાથી નેઅમતમાં વધારો થાય છે.



# સબક : ૭૭

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ 'વ અલા આલિ મુહમ્મદિન'

'અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઔલાદ પર.'

## 2 એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પેશાબ-પાખાના વખતે કિબ્લાની તરફ ન ચહેરો કરે કે ન તે તરફ પીઠ કરે.

[૨] પેશાબ-પાખાના કરતી વખતે સખત જરૂરત વગર વાત ન કરે. (ઝબાનથી) અલ્લાહનો ઝિક્ર પણ ન કરે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પેશાબ કે ઇસ્તિન્જા કરતી વખતે ગુપ્ત અંગને જમણો હાથ ન લગાડે, બલકે ડાબો હાથ લગાડે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈની ગીબત કરવી પણ મોટો ગુનાહ છે. એટલે કે તેની પીઠ પાછળ તેને બૂરાઈથી યાદ કરવું જેને સાંભળવાથી તેને દુઃખ થાય, ભલેને એ બૂરાઈ એનામાં ખરેખર મોજૂદ હોય.

## ④ ગુનાહનાં નુકસાનો

ઝકાત ન આપવાથી વરસાદ વરસતો નથી.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

સિરાતે મુસ્તકીમ (સીધો રસ્તો) આખિરતમાં પુલ સિરાત સમાન છે. એટલે જે શખ્સે દુનિયામાં સિરાતે મુસ્તકીમ પર ઈસ્તિકામત કરી અર્થાત શરીઅત પર ચુસ્તપણે કાયમ રહ્યો તે પુલ સિરાત પરથી મુશ્કેલી વગર પળવારમાં પસાર થઈ જશે. માટે જો પુલ સિરાત પરથી પળવારમાં પસાર થઈ જવાની ઈચ્છા હોય તો શરીઅત ઉપર ખૂબ જ મજબૂત-મક્કમ રહો.

# સબક # ૭૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

كَمَا بَارَكْتَ ‘કમા બારકત’

**ભાવાર્થ :**

‘જેવી રીતે બરકત નાઝિલ ફરમાવી આપે.’

## 2 એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પેશાબ-પાખાના કરતી વખતે સખત જરૂરત વગર વાત ન કરે. (ઝબાનથી) અલ્લાહનો ઝિક્ર પણ ન કરે.

[૨] પેશાબ કે ઇસ્તિન્જા કરતી વખતે ગુપ્ત અંગને જમણો હાથ ન લગાડે, બલકે ડાબો હાથ લગાડે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પેશાબ પાખાનાના છાંટાઓથી ખાસ બચે, કારણકે કબરના ઘણા ખરા અઝાબો પેશાબના છાંટાઓથી ન બચવાના કારણે થાય છે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

કારણ વગર કોઈને બૂરુ ભલું કહેવું પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો આવી છે.

## ④ ગુનાહનાં નુકસાનો

નાહક ફેસલો કરવાથી (અન્યાયી ચુકાદો આપવાથી) અને વાયદાનો ભંગ કરવાથી દુશ્મનને મુસલ્લત (નિયુકત) કરી દેવામાં આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ફરમાંબરદારી જેમકે સબ્ર કરવું વગેરે પર જન્નતનો વાયદો છે. હદીસે કુદસીમાં ઈર્શાદ છે કે,

'જ્યારે હું કોઈ મોમિન બંદાના વહાલા (નિકટના સગા)ની જાન લઈ લઉ છું અને તે સવાબ સમજીને સબ્ર કરે છે તો તેના માટે મારી પાસે જન્નતના સિવાય કોઈ બદલો નથી.'

# સબક : ૭૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

عَلٰی اِبْرَاهِیْمَ 'અલા ઈબ્રાહી-મ'

**ભાવાર્થ :**

'ઈબ્રાહીમ અલૈહિસ્સલામ પર.'

## 2 એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પેશાબ કે ઈસ્તિન્જા કરતી વખતે ગુપ્ત અંગને જમણો હાથ ન લગાડે, બલકે ડાબો હાથ લગાડે.

[૨] પેશાબ-પાખાનાના છાંટાઓથી ખાસ બચે, કારણકે કબરના ઘણા ખરા અઝાબો પેશાબના છાંટાઓથી ન બચવાના કારણે થાય છે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

બેસીને પેશાબ કરે, ઊભા ઊભા પેશાબ ન કરે.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

ચુગલી (ચાડી) કરવી અર્થાત આ તરફની વાતો પેલી તરફ કરીને મુસલમાનોને આપસમાં લડાવવું પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

માપતોલમાં કમી કરવાથી દુકાળ, તંગી, અછત અને રાજ્યકર્તાઓના ઝુલ્મ (અત્યાચાર)માં ફસાવી દેવામાં આવે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

આખિરતમાં હરેક અમલની એક મિસાલી સૂરત છે. જેમકે, તિરમિઝી શરીફની એક હદીસથી જાણવા મળે છે કે જન્નતના ઝાડ, **'સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વ લાઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર'** છે. એટલે જે શખ્સ ચાહે કે જન્નતના ઘણા ઝાડ તેના ભાગમાં આવે તે ઉપરના કલિમાને ખૂબ પઢતો રહે.

# સબક ૬ ૮૦

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَعَلٰى اٰلِ اِبْرَاهِيْمَ 'વ અલા આલિ ઈબ્રાહીમ'

'અને ઈબ્રાહીમ (અલૈ.)ની ઔલાદ પર.'

## 2 એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પેશાબ-પાખાનાના છાંટાઓથી ખાસ બચે, કારણકે કબરના ઘણા ખરા અઝાબો પેશાબના છાંટાઓથી ન બચવાના કારણે થાય છે.

[૨] બેસીને પેશાબ કરે, ઊભા ઊભા પેશાબ ન કરે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સંડાસમાંથી બહાર નીકળતી વખતે જમણો પગ બહાર કાઢે અને બહાર નીકળીને આ દુઆ પઢે :

ગુફરા-ન-ક અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી

અઝહ-બ અન્નિલ અઝા વ આફાની

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

તોહમત લગાવવું અર્થાત કોઈમાં જે અયબ (ખામી) ન હોય તેનો આરોપ મૂકવો પણ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ખયાનત (અપ્રામાણિકતા) કરવાથી દિલમાં દુશ્મનનો રોબ (ધાક) નાખી દેવામાં આવે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

આખિરતમાં સૂરએ **'કુલ્હુવલ્લાહ'**ની મિસાલી સૂરત મહેલ જેવી છે. હદીસે પાકમાં છે કે,

જે શખ્સ સૂરએ **'કુલ્હુવલ્લાહ'** દશ વખત પઢે તેના માટે જન્નતમાં એક મહેલ તૈયાર થાય છે. અને જે વીસ વખત પઢે તેના માટે બે મહેલ તૈયાર થાય છે...

એટલે વધારે પ્રમાણમાં સૂરએ **'કુલ્હુવલ્લાહ'** પઢવાથી જન્નતમાં ઘણાં મહેલ ઊભા થશે.

# સબક : ૮૧

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اِنَّکَ **'ઇન્ન–ક'** 'બેશક આપ.'

## 2 એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] બેસીને પેશાબ કરે, ઊભા ઊભા પેશાબ ન કરે.

[૨] સંડાસમાંથી બહાર નીકળતી વખતે જમણો પગ બહાર કાઢે અને બહાર નીકળીને આ દુઆ પઢે :

غُفْرَانَکَ اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْٓ اَذْهَبَ عَنِّی الْاَذٰی وَعَافَانِیْ

**ગુફરા–ન–ક અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી**
**અઝહ–બ અન્નિલ અઝા વ આફાની**

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સંડાસની વ્યવસ્થા ન હોય તો ફરતે આડ હોય એવી જગાએ પેશાબ-પાખાનાથી ફારિગ થવું જોઈએ કે જેથી કોઈ બીજા આદમીની નિગાહ ન પડે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ધોકો આપવો (છેતરપિંડી-ઠગાઈ કરવી) પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

દુનિયાની મુહબ્બત અને મોતથી નફરત કરવાના કારણે બુઝદિલી (કાયરતા) પેદા થાય છે. અને દુશ્મનના દિલમાંથી રોબ (ધાક) દૂર કરી દેવામાં આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

આખિરતમાં અમલે જારી (સદકએ જારિયહ)ની મિસાલી સૂરત ઝરણાં જેવી છે. એટલે જે શખ્સ ચાહે કે જન્નતમાં ઝરણાં મળે તે ખૂબ વધારે સદકહ અને ખેરાત કરતો રહે.

# સબક : ૯૨

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

حَمِيْدٌ **'હમીદુન'** 'તારીફ (પ્રશંસા)ને લાયક.'

## ❷ એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સંડાસમાંથી બહાર નીકળતી વખતે જમણો પગ બહાર કાઢે અને બહાર નીકળીને આ દુઆ પઢે :

غُفْرَانَکَ اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْٓ اَذْهَبَ عَنِّی الْاَذٰی وَعَافَانِیْ

ગુફરા-ન-ક અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી
અઝહ-બ અન્નિલ અઝા વ આફાની

[૨] સંડાસની વ્યવસ્થા ન હોય તો ફરતે આડ હોય એવી જગાએ પેશાબ-પાખાનાથી ફારિગ થવું જોઈએ કે જેથી કોઈ બીજા આદમીની નિગાહ ન પડે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પેશાબ કરવા માટે નરમ જગા શોધે કે જેથી છાંટા ન ઉડે અને જમીન પેશાબને શોષી લે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈને તેના કોઈ ગુનાહ અથવા ભૂલનું મહેણું મારી શરમિંદા કરવું. – ઝંખવાણું પાડી દેવું પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

હદીસે પાકમાં છે કે,

જયારે અલ્લાહ તઆલા બંદાઓથી ગુનાહોનો ઈન્તિકામ (બદલો) લેવા ચાહે છે ત્યારે બાળકો વધારે પ્રમાણમાં મરે છે અને સ્ત્રીઓ વાંઝણી થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

આખિરતમાં દીન (ધર્મ)ની મિસાલી સૂરત લિબાસ જેવી છે. એટલે જે શખ્સ ચાહે કે તેને જન્નતમાં ખૂબ ઉમદા લિબાસ મળે તે દીન અને તકવાને મજબૂત પકડે.

# સબક : ૮૩

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مَّجِيْدٌ 'મજીદુન' 'મોટો મહેરબાન'

اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ 'ઈન્ન-ક હમીદુમ્મજીદ'

'બેશક, આપ તારીફ (પ્રશંસા)ને લાયક બુઝુર્ગી (મહાનતા) વાળા છો.'

## 2 એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સંડાસની વ્યવસ્થા ન હોય તો ફરતે આડ હોય એવી જગાએ પેશાબ-પાખાનાથી ફારિગ થવું જોઈએ કે જેથી કોઈ બીજા આદમીની નિગાહ ન પડે.

[૨] પેશાબ કરવા માટે નરમ જગા શોધે કે જેથી છાંટા ન ઊડે અને જમીન પેશાબને શોષી લે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પેશાબ કર્યા પછી ઈસ્તિન્જા સૂકવવું હોય તો, દીવાલ વગેરેની આડમાં સૂકવવું જોઈએ.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈના નુકસાન પર ખૂશ થવું પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી અલ્લાહ તઆલા હાકિમો (રાજ્યકર્તાઓ)ના દિલોમાં પ્રજા માટે ગઝબ અને ગુસ્સો પેદા કરી દે છે. પછી તેઓ સખત અઝાબ અને સઝાની તકલીફો આપે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

સૂરએ **'બ-ક-રહ'** અને સૂરએ **'આલિ ઈમરાન'**ની કિયામતના દિવસે મિસાલી સૂરત (ઘટા) કાળા વાદળો જેવી અથવા કતારમાં ઊભેલા પક્ષીઓની ટોળીઓ જેવી હશે. એટલે જે શખ્સ ચાહે કે કિયામતના દિવસે (તે) છાયામાં હોય, તો આ સૂરતોની તિલાવત કરતો રહે.

# સબક : ૮૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَللّٰهُمَّ اِنِّىْ 'અલ્લાહુમ્મ ઈન્ની' 'અલ્લાહ ! મેં.'

## ❷ એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પેશાબ કરવા માટે નરમ જગા શોધે કે જેથી છાંટા ન ઊડે અને જમીન પેશાબને શોષી લે.

[૨] પેશાબ કર્યા પછી ઈસ્તિન્જા સૂકવવું હોય તો, દીવાલ વગેરેની આડમાં સૂકવવું જોઈએ.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

વીંટી કે બીજી કોઈ વસ્તુ પર કુર્આન શરીફની આયત અથવા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક નામ લખેલું હોય અને તે દેખાતું હોય તો તેને

બહાર ઉતારીને સંડાસમાં જાય, પરંતુ મીણ જમાવેલા કપડામાં સીવેલું તાવીઝ પહેરીને જવું જાઈઝ છે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

તકબ્બુર કરવું અર્થાત પોતાને મહાન અને બીજાને તુચ્છ સમજવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

અલ્લાહ તઆલાની નાફરમાનીની નહૂસત (ગંદકી)થી ગુનાહ કરનારની મુહબ્બત અને અઝમત લોકોના દિલોમાંથી નીકળી જાય છે એટલે જે લોકો પ્રથમ તેની પ્રંશંસા કરતા હતા તેઓ ખુદ તેની બૂરાઈ કરવા લાગે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈલ્મની મિસાલી સૂરત આખિરતમાં દૂધ જેવી છે. એટલે જે શખસ ચાહે કે જન્નતમાં દૂધનું ઝરણું મળે તે ઈલ્મે દીન ખૂબ (વધારે) હાસિલ કરે.

# સબક ઃ ૮૫

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

ظَلَمْتُ 'ઝલમ્તુ' 'મેં ઝુલ્મ કર્યો.'

## ❷ એક સુન્નત

સંડાસની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પેશાબ કર્યા પછી ઈસ્તિન્જા સૂકવવું હોય તો, દીવાલ વગેરેની આડમાં સૂકવવું જોઈએ.

[૨] વીંટી કે બીજી કોઈ વસ્તુ પર કુર્આન શરીફની આયત અથવા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક નામ લખેલું હોય અને તે દેખાતું હોય તો તેને બહાર ઉતારીને સંડાસમાં જાય, પરંતુ મીણ જમાવેલા કપડામાં સીવેલું તાવીઝ પહેરીને જવું જાઈઝ છે.

આજે હવે વુઝૂની સુન્નતો શરૂ થાય છે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

વુઝૂની નિય્યત કરવું. દાખલા તરીકે :

'નમાઝ મુબાહ (જાઈઝ) થવા માટે (હું) વુઝૂ કરું છું.'

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ફખ્ર કરવું અર્થાત પોતાની મોટાઈ બતાવવી પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

બુખારી શરીફની હદીસ છે કે,

જે શખ્સ કોઈની જમીનમાંથી હકક વગર જરાક પણ લઈ લેશે અર્થાત નાજાઈઝ કબજો કરી લેશે તેને કિયામતના દિવસે સાતેય જમીનમાં ધસાવી દેવામાં આવશે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નમાઝની મિસાલી સૂરત નૂર જેવી છે. એટલે જે શખ્સ ચાહે કે કિયામતના દિવસે પુલ સિરાત પર તેની પાસે નૂર રહે, તે નમાઝની ખૂબ કાળજી રાખે.

# સબક : ૮૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

| ❶ | નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ |
|---|---|

نَفْسِىْ 'નફસી' 'પોતાના નફસ પર.'

| ❷ | એક સુન્નત |
|---|---|

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] વીંટી કે બીજી કોઈ વસ્તુ પર કુર્આન શરીફની આયત અથવા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક નામ લખેલું હોય અને તે દેખાતું હોય તો તેને બહાર ઉતારીને સંડાસમાં જાય, પરંતુ મીણ જમાવેલા કપડામાં સીવેલું તાવીઝ પહેરીને જવું જાઈઝ છે.

[૨] વુઝૂ કરતી વખતે નિય્યત કરવું. દા.ત., 'નમાઝ મુબાહ (જાઈઝ) થવા માટે (હું) વુઝૂ કરું છું.'

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ** પઢીને વુઝૂ કરવું. એક રિવાયતમાં છે કે : **બિસ્મિલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહ** પઢીને વુઝૂ

કરવાથી જ્યાં સુધી વુઝૂ રહશે ત્યાં સુધી ફરિશ્તો સતત સવાબ લખતો રહેશ. ચાહે બંદો મુબાહ (જાઈઝ) કામોમાં મશગૂલ હોય.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

શકિતવાન હોવા છતાં જરૂરતમંદની મદદ ન કરવી ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું સૌથી મોટું નુકસાન એ છે કે અલ્લાહ તઆલા નારાઝ થાય છે. જો ગુનાહ પર બીજી કોઈ પણ સઝા ન હોત તો માત્ર એ વિચાર કરીને પણ ગુનાહથી બચવું જરૂરી હતું કે કોઈ શખ્સ પોતાના મુહસિન (એહસાન કરનાર)ને નારાઝ કરવું પસંદ કરતો નથી. તો આ મુહસિને હકીકીને નારાઝ કરવાની હિંમત કેવી રીતે થઈ શકે? વળી જ્યારે કે ગુનાહો બદલ દુનિયા અને આખિરતમાં અઝાબોની વઈદો પણ છે!

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઈબાદતનો સૌથી મોટો ફાયદો એ છે કે અલ્લાહ તઆલા રાઝી થાય છે. હદીસે કુદસીમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે જ્યારે મારી ફરમાંબરદારી કરવામાં આવે છે ત્યારે હું રાઝી થાઉ છું અને બરકત કરું છું અને મારી બરકતનો કોઈ પાર નથી.

# સબક : ૮૭

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

ظُلْمًا كَثِيْرًا **'ઝુલ્માન કસીરા'** 'ઘણો ઝુલ્મ'

اَللّٰهُمَّ اِنِّيْ ظَلَمْتُ نَفْسِيْ ظُلْمًا كَثِيْرًا

**'અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ નફ્સી ઝુલ્માન કસીરા'**

'હે અલ્લાહ ! મેં મારા નફસ ઉપર ઘણો ઝુલ્મ કર્યો છે.'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] વુઝૂ કરતી વખતે નિય્યત કરવું. દા.ત., 'નમાઝ મુબાહ (જાઈઝ) થવા માટે (હું) વુઝૂ કરું છું.'

[૨] **બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ** પઢીને વુઝૂ કરવું.

એક રિવાયતમાં છે કે : **બિસ્મિલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહ** પઢીને વુઝૂ કરવાથી જયાં સુધી વુઝૂ રહેશે ત્યાં સુધી

ફરિશ્તો સતત સવાબ લખતો રહેશે, ચાહે બંદો મુબાહ (જાઈઝ) કામોમાં મશગૂલ હોય.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

બંને હાથોને કાંડા સુધી ત્રણ વખત ધૂએ.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે 'તેમાંથી એક ગુનાહ :

કોઈના માલનું નુકસાન કરવું પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે બંદાને ઈલ્મે દીનથી મહરૂમ કરી દેવામાં આવે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ છે કે, રિઝક (રોઝી)માં બરકત આપવામાં આવે છે. અર્થાત કયારેક રિઝકમાં જાહેરી વધારો પણ થાય છે અને બરકત તો હંમેશા થાય જ છે, કે થોડા રિઝકમાં ઘણો લાભ થાય છે તેમ જ જીવન નિર્વાહ શાંતિથી ચાલે છે.

# સબક : ૮૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَّلَا يَغْفِرُ 'વલા યગ્ફિરુ'

**ભાવાર્થ :**

'નથી બખ્શી શકતો કોઈ.'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] **બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ** પઢીને વુઝૂ કરવું.

એક રિવાયતમાં છે કે : **બિસ્મિલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહ** પઢીને વુઝૂ કરવાથી જ્યાં સુધી વુઝૂ રહેશે ત્યાં સુધી ફરિશ્તો સતત સવાબ લખતો રહેશે, ચાહે બંદો મુબાહ (જાઈઝ) કામોમાં મશગૂલ હોય.

[૨] બંને હાથોને કાંડા સુધી ત્રણ વખત ધૂએ.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

મિસ્વાક કરવું. જો મિસ્વાક ન હોય તો આંગળી વડે દાંતોને ઘસવા.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈની આબરૂને ધકકો પહોંચાડવો પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે, રિઝક (રોઝી) ઓછી થઈ જાય છે અર્થાત રિઝકની બરકત ચાલી જાય છે. જો કે જાહેરમાં વધારે દેખાય છે, પરંતુ તેનો લાભ ઓછો થઈ જાય છે. દા.ત., બીમારી, પરેશાની, અદાલતના મુકદમા, તેમ નકામાં ખર્ચાઓ વગેરેમાં વપરાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને નેકીથી દુનિયાનો એક ફાયદો એ છે કે જાત જાતની બરકતો આસમાન અને જમીનમાંથી નાઝિલ થાય છે.

# સબક : ૮૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَلذُّنُوْبَ 'અઝઝુનૂ-બ'

'ગુનાહોને'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] બંને હાથોને કાંડા સુધી ત્રણ વખત ધૂએ.

[૨] મિસ્વાક કરવું. જો મિસ્વાક ન હોય તો આંગળી વડે દાંતોને ઘસવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ત્રણ વખત કુલ્લી (કોગળા) કરવા.

## ૩ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

નાનાઓ પર રહેમ ન કરવો પણ મોટો ગુનાહ છે.

## ૪ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે ગુનાહગારને અલ્લાહ તઆલાથી એક વહશત (ગભરામણ) જેવી રહે છે.

## ૫ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ છે કે દરેક પ્રકારની તકલીફ અને પરેશાની દૂર થાય છે તેમજ દરેક પ્રકારની તંગી અને દુશ્વારીથી છુટકારો મળે છે.



# સબક ઃ ૯૦

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

إِلَّا 'ઈલ્લા'

**ભાવાર્થ :**

'સિવાય'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] મિસ્વાક કરવું. જો મિસ્વાક ન હોય તો આંગળી વડે દાંતોને ઘસવા.

[૨] ત્રણ વખત કુલ્લી (કોગળા) કરવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ત્રણ વખત નાકમાં પાણી ચઢાવવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

મોટાની ઈઝઝત ન કરવી પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકશનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી આદમીઓથી ખાસ કરીને નેક લોકોથી વહશત (ગભરામણ) થવા લાગે છે અને એ રીતે તેઓથી દૂર થઈને તેઓની બરકતોથી મહરૂમ થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ છે કે દરેક કામમાં આસાની થાય છે.



# સબક : ૯૧

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَنْتَ 'અન્ત' 'તારા સિવાય'

وَّلَا يَغْفِرُ الذُّنُوْبَ اِلَّا اَنْتَ

'વલા યગ્ફિરુઝઝુનૂ-બ ઈલ્લા અન્ત'

'તારા સિવાય બીજો કોઈ ગુનાહોને બખ્શનારો નથી.'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ત્રણ વખત કુલ્લી (કોગળા) કરવી.

[૨] ત્રણ વખત નાકમાં પાણી ચઢાવવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ત્રણ વખત નાક છીંકવું.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

(પોતાની) હેસિયત પ્રમાણે ભૂખ્યાઓ અને મોહતાજોની મદદ ન કરવી પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી મોટા ભાગના કામોમાં દુશ્વારી (મુશ્કેલી) પેશ આવે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ છે કે જિંદગી મઝેદાર થઈ જાય છે અને એવી પુરલુત્ફ (આનંદ ભરેલી) જિંદગી બાદશાહોને પણ મળતી નથી, જેવીકે અલ્લાહના નેક બંદાઓને મળે છે.



# સબક ઃ ૯૨

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

فَاغْفِرْلِىْ 'ફગ્ફિર લી'

**ભાવાર્થ :**

'તો (તું) મને બખ્શી દે !'

## 2 એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ત્રણ વખત નાકમાં પાણી ચઢાવવું.

[૨] ત્રણ વખત નાક છીંકવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

દરેક અંગને ત્રણ વખત ધોવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈ દુન્યવી રંજના કારણે પોતાના મુસલમાન ભાઈની સાથે ત્રણ દિવસ કરતાં વધારે બોલવાનું છોડી દેવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે દિલમાં તારીકી અને અંધકાર પેદા થાય છે, જેની નહૂસતથી આદમી બિદઅત, ગુમરાહી અને જહાલતમાં ફસાઈને બરબાદ થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને નેકીથી દુનિયામાં એક ફાયદો એ થાય છે કે વરસાદ થાય છે, માલમાં વધારો થાય છે, ઔલાદ થાય છે, વાડીઓ ફળદ્રુપ થાય છે, નહેરોમાં પાણીમાં વધારો થાય છે.

# સબક : ૯૩

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مَغْفِرَةً 'મગ્ફિરતન'

**ભાવાર્થ :**

'(ખાસ) બખ્શિશ.'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ત્રણ વખત નાક છીંકવું.

[૨] દરેક અંગને ત્રણ વખત ધોવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

ચહેરો ધોતી વખતે દાઢીનો ખિલાલ કરવો. (દાઢીના બાલોમાં આંગળીઓ ફેરવવી.)

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈ જાનદારની તસવીર બનાવવી પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી દિલ અને શરીરમાં કમજોરી પેદા થાય છે, જેના કારણે નેક કામોની હિમ્મત ઓછી થતાં થતાં બિલકુલ ખતમ થઈ જાય છે. દિલની કમજોરીના કારણે શરીર પણ કમજોર થઈ જાય છે. એ જ કારણે જાહેરમાં બળવાન અને તંદુરસ્ત કાફિરો સહાબા (રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈન)નો સામનો કરી શકતા ન હતા.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ છે કે અલ્લાહ તઆલા પોતાના નેક બંદાઓથી તમામ શર (બૂરાઈ) અને આફતોને દૂર કરી દે છે.

# સબક : ૯૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مِّنْ عِنْدِكَ 'મિન ઈન્દિક' 'પોતાની પાસેથી'

فَاغْفِرْلِى مَغْفِرَةً مِّنْ عِنْدِكَ

'ફગ્ફિર લી મગ્ફિરતમ મિન ઈન્દિક'

'તો (તું) પોતાની ખાસ બખ્શિશથી મને બખ્શી દે.'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] દરેક અંગને ત્રણ વખત ધોવું.

[૨] ચહેરો ધોતી વખતે દાઢીનો ખિલાલ કરવો. (દાઢીના બાલોમાં આંગળીઓ ફેરવવી.)

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

હાથ અને પગ ધોતી વખતે આંગળીઓનો ખિલાલ કરવો.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કોઈની જમીન પર વારસાનો (ખોટો) દાવો કરવો પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહનું એક નુકસાન એ છે કે, ગુનાહ કરવાથી આદમી નેક કામોની તૌફીકથી મહરૂમ થઈ જાય છે, અહીં સુધી કે ગુનાહોની નહૂસતથી ધીરે ધીરે તમામ નેક કામો છૂટી જાય છે. એટલે ગુનાહોથી જલદી તૌબા કરવી જોઈએ.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ છે કે માલી (આર્થિક) નુકસાન ભરપાઈ થઈ જાય છે અને તેનો બદલો મળી જાય છે અર્થાત એ નુકસાનના બદલામાં એના કરતાં પણ કોઈ વધારે સારી વસ્તુ મળી જાય છે.

# સબક : ૯૫

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَارْحَمْنِىْ 'વરહમ્ની'

**ભાવાર્થ :**

'અને મારા પર રહેમ ફરમાવ.'

## 2 એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] ચહેરો ધોતી વખતે દાઢીનો ખિલાલ કરવો. (દાઢીના બાલોમાં આંગળીઓ ફેરવવી.)

[૨] હાથ અને પગ ધોતી વખતે આંગળીઓનો ખિલાલ કરવો.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

એક વખત આખા માથાનો મસહ કરવો. (પાણીથી ભીંજાવેલો હાથ ફેરવવો.)

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ખૂબ તંદુરસ્ત અને તગડું શરીર હોવા છતાં ભીખ માંગવી પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે જિંદગી ઘટે છે અને જિંદગીની બરકત નીકળી જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ છે કે નેક કામમાં માલ વાપરવાથી માલમાં વધારો થાય છે.



# સબક : ૯૬

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اِنَّکَ اَنْتَ 'ઈન્ન-ક અન્ત'

**ભાવાર્થ :**

'બેશક તું'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] હાથ અને પગ ધોતી વખતે આંગળીઓનો ખિલાલ કરવો.

[૨] એક વખત આખા માથાનો મસહ કરવો. (પાણીથી ભીગાવેલો હાથ ફેરવવો.)

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

માથાના મસહની સાથે કાનોનો મસહ કરવો.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

દાઢી મુંડાવવી અથવા એક મુઠ્ઠી કરતાં ઓછી કતરાવવી પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી એક નુકસાન એ છે કે એક ગુનાહ બીજા ગુનાહનું કારણ બને છે, જેનાથી ગુનાહોની આદત પડી જાય છે અને તેને છોડવું મુશ્કેલ થઈ જાય છે. જો કે ગુનાહમાં લિજ્જત પણ નથી રહેતી. છતાં આદતથી મજબૂર થઈને કરે છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઈબાદતથી દિલને એવું સુકૂન અને ઈત્મીનાન(આત્મસંતોષ) મળે છે, જેની લિજ્જત આગળ દુનિયાની સલ્તનતનું સુખ પણ તુચ્છ અને ગૌણ છે.



# સબક : ૯૭

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَلْغَفُوْرُ 'અલ્ગફૂર'

**ભાવાર્થ :**

'બખ્શવાવાળો'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] એક વખત આખા માથાનો મસહ કરવો. (પાણીથી ભીગાવેલો હાથ ફેરવવો.)

[૨] માથાના મસહની સાથે કાનોનો મસહ કરવો.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

વુઝૂના અંગોને મસળી મસળીને (ઘસી ઘસીને) ધોવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

કાફિરો અને ફાસિકોનો લિબાસ પહેરવો પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી એક નુકસાન એ છે કે તૌબાનો ઈરાદો કમજોર થઈ જાય છે. અહીં સુધી કે તૌબાની બિલકુલ તૌફીક થતી નથી અને એ જ નાફરમાનીની હાલતમાં મોત આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ફરમાંબરદારી અને ઈબાદતની બરકતથી દુનિયાનો એક ફાયદો એ છે કે તે શખ્સની ઔલાદને પણ લાભ થાય છે અને બલાઓથી સુરક્ષિત રહે છે.



# સબક : ૯૮

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

الرَّحِيْمُ **'અર્રહીમ'** 'મહેરબાન'

اِنَّکَ اَنْتَ الْغَفُوْرُ الرَّحِيْمُ

**'ઈન્ન-ક અન્તલ ગફૂરુર્રહીમ'**

'બેશક, તું બખ્શવાવાળો (અને) મહેરબાન છે.'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] માથાના મસહની સાથે કાનોનો મસહ કરવો.

[૨] વુઝૂના અંગોને મસળી મસળીને (ઘસી ઘસીને) ધોવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પય દર પય (લગાતાર, નિરન્તર) વુઝૂ કરવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

મરદોએ ઔરતોનો લિબાસ પહેરવો પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે, કેટલાક દિવસો પછી એ ગુનાહોની બૂરાઈ દિલમાંથી નીકળી જાય છે અને તે શખ્સ જાહેરમાં ગુનાહ કરવા લાગે છે તેમજ અલ્લાહ તઆલાની મગફિરત તથા માફીથી દૂર થતો જાય છે તેમજ ગુનાહની બૂરાઈ દિલમાંથી ઓછી થતાં કેટલીક વખત કુફ્ર સુધી પહોંચી જાય છે. (અલ્લાહની પનાહ)

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

બંદગી અને ઈબાદતથી જિંદગીમાં ગેબી બશારતો (ખૂશખબરો) મળે છે. દા.ત., સારો ખ્વાબ જોવો કે જન્નતમાં ચાલ્યો ગયો છે, જેનાથી દિલ ખૂશ થઈ ગયું અને અલ્લાહથી મુહબ્બત ઓર વધી ગઈ. એનાથી વધારે નેક આ'માલની તૌફીક થાય છે.

# સબક : ૯૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

اَلسَّلَامُ عَلَيْكُمْ 'અસ્સલામુ અલયકુમ'

**ભાવાર્થ :**

'સલામ થાઓ તમારા પર.'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] વુઝૂના અંગોને મસળી મસળીને ધોવું.

[૨] પય દર પય (લગાતાર, નિરન્તર) વુઝૂ કરવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

તરતીબવાર (ક્રમવાર) વુઝૂ કરવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ઔરતોએ મરદોનો લિબાસ પહેરવો પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોનું એક નુકસાન એ છે કે દરેક ગુનાહ ખુદાના દુશ્મનોમાંથી કોઈનો વારસો છે એટલે ગુનાહ કરનાર જાણે પેલી મલઊન (મરદૂદ–ધૂત્કારાયેલ) કોમોનો વારસદાર બને છે.

હદીસે પાકમાં છે કે,

જે શખ્સ કોઈ કોમની નકલ કરે તેની ગણના તે કોમમાં જ થશે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેક આ'માલ કરવાથી મોત વખતે ફરિશ્તા જન્નતની અને ત્યાંની નેઅમતોની તથા હક તઆલાની રઝા (પ્રસન્નતા)ની ખૂશખબર સંભળાવે છે.

# સબક : ૧૦૦

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَرَحْمَةُ اللّٰهِ 'વ રહમતુલ્લાહિ'

**ભાવાર્થ :**

'અને રહમત અલ્લાહની.'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પય દર પય (લગાતાર, નિરન્તર) વુઝૂ કરવું.

[૨] તરતીબવાર (ક્રમવાર) વુઝૂ કરવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પહેલાં જમણી તરફ ધોવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ઝિના અર્થાત બદકારી કરવું (પરાયા સ્ત્રી–પુરુષે શરીર સુખ માણવું) પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે એવો શખ્સ અલ્લાહ તઆલાની નજીક બેકદર અને ઝલીલ થઈ જાય છે. લોકોમાં પણ તેની ઈઝઝત રહેતી નથી. લોકો ભલે કોઈક લાલચ કે ભયના કારણે તેની તાઝીમ કરે, પરંતુ કોઈના દિલમાં તેની અઝમત રહેતી નથી.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ઈબાદતોની એવી અસર છે કે જો કોઈ બાબતમાં કંઈ મૂંઝવણ હોય તો તે દૂર થાય છે અને તે જ તરફ મન મકકમ થઈ જાય છે, જેમાં સરાસર ફાયદો અને ખૈર હોય, નુકસાનની સંભાવના બિલકુલ ન હોય. જેમકે ઈસ્તિખારહની નમાઝ પઢીને દુઆ માંગવાથી.

# સબક : ૧૦૧

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

હવે કુર્આન શરીફની કેટલીક સૂરતોના એકે એક શબ્દોનું ભાષાંતર લખવામાં આવે છે. એ સૂરતોનો મતલબ સમજીને પઢવાથી નમાઝમાં દિલ લાગશે. સર્વ પ્રથમ સૂરએ 'કાફિરૂન'નું ભાષાંતર શરૂ થાય છે.

قُلْ 'કુલ'

'આપ કહી દો.' અર્થાત 'હે નબી (સલ.)! આપ કહી દો.'

## 2 એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] તરતીબવાર (ક્રમવાર) વુઝૂ કરવું.

[૨] પહેલાં જમણી તરફ ધોવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

વુઝૂ પછી કલિમએ શહાદત પઢે :

**અશ્હદુ અલ્લા ઈલા–હ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ.**

## 3 એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

ચોરી કરવું પણ મોટો ગુનાહ છે.

## 4 ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહની નહૂસત માત્ર ગુનાહગારને જ પહોંચતી નથી, બલકે એનાથી બીજી મખ્લૂકાતને પણ નુકસાન પહોંચે છે, જેના કારણે જાનવરો પણ તેના પર લા'નત કરે છે.

## 5 ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ઈબાદતોમાં એ અસર છે કે તેનાથી તમામ કામોની જવાબદારી અલ્લાહ તઆલા લઈ લે છે. હદીસે કુદસીમાં છે કે, હે ઈબ્ને આદમ (ઈન્સાન) ! મારા માટે દિવસની શરૂઆતમાં ચાર રકાત પઢતો રહે, દિવસ પૂરો થતાં સુધીમાં હું તારા બધાં કામો પૂરા કરતો રહીશ.

# સબક : ૧૦૨

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

'યા ઐયુહલ્કાફિરૂન' يَاَيُّهَاالْكٰفِرُوْنَ

'હે કાફિરો !'

'કુલ યા ઐયુહલ્કાફિરૂન' قُلْ يَاَيُّهَاالْكٰفِرُوْنَ

'આપ કહી દો કે, હે કાફિરો !'

## 2 એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પહેલાં જમણી તરફ ધોવું.

[૨] વુઝૂ પછી કલિમએ શહાદત પઢે :

**અશ્હદુ અલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ.**

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

તે પછી આ દુઆ પઢવી :

**અલ્લાહુમ્મજઅલ્ની મિનત્તવ્વાબીન વજઅલ્ની મિનલ્મુત-તહહિરીન.**

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

લૂંટફાટ કરવી પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહોથી દુનિયાનું એક નુકસાન એ છે કે બુદ્ધિ ઓછી અને અસ્થિર થઈ જાય છે, બલકે ગુનાહ કરવું પોતે જ ઓછી બુદ્ધિની દલીલ છે, કારણકે બુદ્ધિ ઠેકાણે હોત તો આવા શક્તિવાન અને બંને જહાનના માલિકની નાફરમાની ન કરત તથા દુનિયા અને આખિરતના ફાયદાઓને વેડફી ન નાખત.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક નેકીઓમાં એ અસર છે કે માલમાં બરકત થાય છે. હદીસે પાકમાં છે કે, વેચનાર અને ખરીદનારના સત્ય બોલવાથી તથા પોતાના માલનો ઐબ (ખામી) બતાવી દેવાથી બરકતનો વાયદો છે.

# સબક : ૧૦૩

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

لَا أَعْبُدُ 'લા અઅબુદુ'

'હું પરસ્તિશ (ઈબાદત) કરતો નથી.'

## ❷ એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] વુઝૂ પછી કલિમએ શહાદત પઢે :

અશ્હદુ અલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ.

[૨] તે પછી આ દુઆ પઢે :

અલ્લાહુમ્મજ્અલ્ની મિનત્તવ્વાબીન વજ્અલ્ની મિનલ્મુત-તહહિરીન.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

જયારે વુઝૂ કરવા દિલ ચાહતું ન હોય ત્યારે પણ ખૂબ સારી રીતે વુઝૂ કરે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

જૂઠી ગવાહી (સાક્ષી) આપવી પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

વ્યાજ લેનાર, વ્યાજ આપનાર, વ્યાજ લખનાર, વ્યાજમાં, સાક્ષી રહેનાર, ચોર, તસવીર બનાવનાર, લૂત (અલૈહિસ્સલામ)ની કોમનો અમલ (સૃષ્ટિ વિરુધ્ધ કર્મ) કરનાર, સહાબા (રદિ.)ને બૂરા કહેનાર...વગેરે પર રસૂલુલ્લાહ (સલ.)એ લા'નત ફરમાવેલી છે એટલે ગુનાહ કરનાર એ લા'નતમાં દાખલ થઈ જાય છે.

જો ગુનાહમાં બીજું કોઈ નુકસાન ન પણ હોત, તો આ શું ઓછું નુકસાન છે ? નઉઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ)

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતથી દુનિયાનો એક ફાયદો એ પણ છે કે, હુકૂમત અને સલ્તનત બાકી રહે છે.

# સબક : ૧૦૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مَاتَعْبُدُوْنَ 'માતઅબુદુ-ન'

'તમારા મા'બૂદો (દેવો)ની.'

لَآاَعْبُدُ مَاتَعْبُدُوْنَ

'લા અઅબુદુ મા તઅબુદૂ-ન'

'હું તમારા મા'બૂદો (દેવો)ની
પરસ્તિશ (ઈબાદત, પૂજા) કરતો નથી.'

## 2 એક સુન્નત

વુઝૂની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] વુઝૂ પછી કલિમએ શહાદત પઢે પછી આ દુઆ પઢે :

**અલ્લાહુમ્મજઅલ્ની મિનત્તવ્વાબીન વજઅલ્ની મિનલ્મુત-તહહિરીન.**

[૨] જયારે વુઝૂ કરવા દિલ ચાહતું ન હોય ત્યારે પણ ખૂબ સારી રીતે વુઝૂ કરે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

મસ્જિદમાં દાખલ થતી વખતે '**બિસ્મિલ્લાહ**' પઢે.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

યતીમ (અનાથ)નો માલ ખાવો (હડપ કરી જવો) પણ મોટો ગુનાહ છે. જેના પર સખત અઝાબની વઈદો આવી છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી આદમી ફરિશ્તાઓની દુઆથી મહરૂમ થઈ જાય છે. ફરિશ્તાઓ તે મોમિનો માટે મગફિરતની દુઆ કરે છે જેઓ અલ્લાહના બતાવેલા રસ્તે ચાલે છે. તો ગુનાહ કરીને જેણે એ રસ્તો છોડી દીધો તે એ દૌલતનો હકદાર કયાં રહ્યો !

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક માલી ઈબાદતોથી અલ્લાહ તઆલાનો ગુસ્સો ઠંડો પડે છે અને બૂરી મોતથી બચે છે. હદીસે પાકમાં છે કે, સદકો પરવરદિગારના ગુસ્સાને ઠંડો કરે છે અને બૂરી મોતથી બચાવે છે. **(તિરમિઝી શરીફ)**

# સબક : ૧૦૫

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**
**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَلَا **'વલા'**

'અને ન'

## ❷ એક સુન્નત

વુઝૂની અને મસ્જિદમાં દાખલ થવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] જયારે વુઝૂ કરવા દિલ ચાહતું ન હોય ત્યારે પણ ખૂબ સારી રીતે વુઝૂ કરે.

[૨] મસ્જિદમાં દાખલ થતી વખતે **'બિસ્મિલ્લાહ'** પઢે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

('બિસ્મિલ્લાહ' પછી) દુરૂદ શરીફ પઢે. દા.ત.,

وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

'વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ
સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.'

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

મા-બાપની નાફરમાની કરવી અને તેઓને તકલીફ પહોંચાડવી પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહો કરવાથી જાતજાતની ખરાબીઓ જમીનમાં પેદા થાય છે. પાણી, હવા, અનાજ, ફળ નાકિસ (ઐબદાર) થઈ જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

નેકી અને ઈબાદતની એક અસર એ છે કે દુઆથી બલા (આફત) દૂર થાય છે અને નેકીથી ઉમર વધે છે.

# સબક : ૧૦૬

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

| | |
|---|---|
| 1 | નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ |

اَنْتُمْ 'અન્તુમ' 'તમે'

| | |
|---|---|
| 2 | એક સુન્નત |

મસ્જિદમાં દાખલ થવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] મસ્જિદમાં દાખલ થતી વખતે 'બિસ્મિલ્લાહ' પઢે.

[૨] તે પછી દુરૂદ શરીફ પઢે. દા.ત.,

وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

'વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ
સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.'

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

દુરૂદ શરીફ પછી દુઆ પઢે :

'અલ્લાહુમ્મફ્તહ લી અબવા-બ રહમતિક'

ત્રણેને આ રીતે પઢે :

'બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ અલ્લાહુમ્મફ્તહ લી અબ્વા-બ રહમતિક.'

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

નિર્દોષ જીવની હત્યા કરવી અર્થાત નાહક ખૂન કરવું પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહથી દુનિયાનું એક નુકસાન એ છે કે ગુનાહ કરવાથી શરમ અને હયા ચાલી જાય છે અને જયારે શરમ રહેતી નથી ત્યારે આદમી જે કંઈ કરે તે ઓછું છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ઈબાદતો અને નેકીથી તમામ કામો થઈ જાય છે. હદીસે પાકમાં છે કે, જે શખ્સ દિવસની શરૂઆતમાં સૂરએ **'યાસીન'** પઢશે તેની તમામ હાજતો પૂરી કરવામાં આવશે. **(દારમી)**

# સબક : ૧૦૭

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

عٰبِدُوْنَ 'આબિદૂ-ન' 'ઈબાદત કરો છો.'

وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ 'વલા અન્તુમ આબિદૂ-ન'

'અને ન તમે ઈબાદત કરો છો.'

## ❷ એક સુન્નત

મસ્જિદમાં દાખલ થવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] દુરૂદ શરીફ પઢે. દા.ત.,

'વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ
સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.'

[૨] તે પછી દુઆ પઢવી :

'અલ્લાહુમ્મફતહ લી અબ્વા-બ રહમતિક'

ત્રણેને આ રીતે પઢે :

**'બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ અલ્લાહુમ્મફ્તહ લી અબ્વા-બ રહમતિક.'**

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પહેલાં જમણો પગ મસ્જિદમાં દાખલ કરે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

જૂઠી કસમ ખાવી પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાની નઝરમાં તેની ઈઝઝત નથી રહેતી, એટલે તે શખ્સ લોકોની નઝરોમાં ઝલીલ (તિરસ્કારને લાયક) તથા ખ્વાર (તુચ્છ) થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ઈબાદતો અને નેકી કરનાર શખ્સ ભૂખ્યો નથી રહેતો. હદીસે પાકમાં છે કે, જે શખ્સ દરેક રાતે સૂરએ 'વાકિઅહ' પઢતો રહેશે તે કદી ભૂખ્યો રહેશે નહિ.'

# સબક : ૧૦૮

બિસ્મિલ્લાહિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مَاۤ اَعْبُدُ
'મા અઅબુદુ'

'મારા મા'બૂદ (અલ્લાહ)ની.'

وَلَاۤ اَنْتُمْ عٰبِدُوْنَ مَاۤ اَعْبُدُ

'વલા અન્તુમ આબિદૂન મા અઅબુદ'

'અને ન તમે મારા મા'બૂદ (અલ્લાહ)ની ઈબાદત કરો છો.'

## 2 એક સુન્નત

મસ્જિદમાં દાખલ થવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] દુઆ પઢવી :

'બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ અલ્લાહુમ્મફતહ લી અબ્વા-બ રહમતિક.'

|૨| પહેલાં જમણો પગ મસ્જિદમાં દાખલ કરે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

એ'તિકાફની નિય્યત કરે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

રિશ્વત (લાંચ) લેવી પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી નેઅમતો છીનવાઈ જાય છે અને બલાઓ તેમજ મુસીબતોની ભરમાર થાય છે. કેટલાક ગુનાહગારો ખૂબ જ મોજમાં દેખાય છે તે અલ્લાહ તઆલાના તરફથી ઢીલ છે. એવો શખ્સ ઓર વધારે ખતરામાં છે, કારણકે જયારે પકડ થશે ત્યારે એક સામટી સઝા આપવામાં આવશે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાન અને ઇબાદતની બરકતથી થોડા ખોરાકમાં પેટ ધરાઈ જાય છે.

# સબક : ૧૦૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَلَآ اَنَا **'વલા અના'** 'અને ન હું.'

## 2 એક સુન્નત

મસ્જિદમાં દાખલ થવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પહેલાં જમણો પગ મસ્જિદમાં દાખલ કરે.

[૨] એ'તિકાફની નિય્યત કરવી.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

મસ્જિદમાંથી નીકળતી વખતે પ્રથમ **'બિસ્મિલ્લાહ'** પઢે.

## 3 એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ છે :

રિશ્વત (લાંચ) આપવી પણ છે. (અલબત્ત જયાં લાંચ આપવા વગર ઝાલિમના ઝુલ્મથી બચી ન શકે ત્યાં લાંચ આપનારને ગુનાહ ન થશે પરંતુ લાંચ લેવું હરેક હાલતમાં હરામ છે.)

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી ઈઝઝત અને શરાફતના ઈલ્કાબ છીનવીને ઝિલ્લત અને રુસ્વાઈના ખિતાબ મળે છે. જેમકે નેકી કરવાથી જે શખ્સ નેક, ફરમાંબરદાર, પરહેઝગાર કહેવાય છે તે શખ્સ જો ખુદા નખ્વાસ્તા ગુનાહ કરવા માંડે તો હવે તે જ શખ્સ ફાસિક, ફાજિર, ઝાલિમ અને ખબીસ વગેરે કહેવાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક દુઆઓની બરકતથી બીમારી લાગુ થવાનો કે મુસીબત આવવાનો ખૌફ રહેતો નથી. જેમકે બીમારી કે મુસીબતમાં સપડાયેલાંને જોઈને આ દુઆ પઢવાથી :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ عَافَانِیْ مِمَّا ابْتَلَاکَ بِهٖ

وَفَضَّلَنِیْ عَلٰی کَثِیْرٍمِّنْ مَّنْ خَلَقَ تَفْضِیْلًا

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલા-ક બિહી વ ફદ્-લની અલા કસિરિમ મિમ્મન ખ-લ-ક તફ્દીલા.'**

# સબક : ૧૧૦

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

عَبِدٌ **'આબિદુમ'** 'ઈબાદત કરીશ.'

وَلَا اَنَا عَبِدٌ **'વ લા અ-ન આબિદુમ'**

'અને ન હું ઈબાદત કરીશ.'

## ❷ એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] મસ્જિદમાં દાખલ થતી વખતે એ'તિકાફની નિય્યત કરવી.

[૨] મસ્જિદમાંથી નીકળતી વખતે પ્રથમ **'બિસ્મિલ્લાહ'** પઢે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

મસ્જિદમાંથી નીકળતી વખતે **'બિસ્મિલ્લાહ'** પછી દુરૂદ શરીફ પઢવું : **વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ**

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક ગુનાહ :

શરાબ પીવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહો કરવાથી શેતાનો ગુનાહગાર પર કાબૂ મેળવી લે છે અને આસાનીથી તેના શરીરના અંગોને ગુનાહોમાં ડૂબાડી દે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કટેલીક દુઆઓની બરકતથી ચિંતાઓ દૂર થઈ જાય છે અને કર્ઝ અદા થઈ જાય છે. હદીસે પાકમાં આ દુઆ બતાવી છે.

اَللّٰهُمَّ اِنِّیۡ اَعُوۡذُبِکَ مِنَ الۡهَمِّ وَالۡحُزۡنِ وَاَعُوۡذُبِکَ

مِنَ الۡعَجۡزِ وَالۡكَسَلِ وَاَعُوۡذُبِکَ مِنَ الۡبُخۡلِ وَالۡجُبۡنِ وَ

اَعُوۡذُبِکَ مِنۡ غَلَبَةِ الدَّیۡنِ وَقَهۡرِ الرِّجَالِ

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિનલ હમ્મિ વલહુઝનિ વઅઊઝુબિ-ક મિનલ અઝ્ઝી વલકસ્લિ વ અઊઝુ બિ-ક મિનલ બુખ્લિ વલ્જુબ્નિ વ અઊઝુ બિ-ક મિન ગલબતિદૈનિ વ કહરિર્રિજાલિ.**

# સબક : ૧૧૧

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مَا عَبَدْتُّمْ **'મા અબદ્તુમ'** 'તમારા માબુદો (દેવો)ની'

وَلَآ اَنَا عَابِدٌ مَّا عَبَدْتُّمْ

**'વલા અ-ન આબિદુમ મા અબદ્તુમ'**

'અને ન હું તમારા મા'બૂદો (દેવો)ની ઈબાદત કરીશ.'

## ❷ એક સુન્નત

મસ્જિદમાંથી નીકળવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પ્રથમ **'બિસ્મિલ્લાહ'** પઢવું.

[૨] **'બિસ્મિલ્લાહ'** પછી દુરૂદ શરીફ પઢવું :

**વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ**

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક મિન ફઝલિ-ક' દુઆ પઢવી.

ત્રણે એક સાથે આ પ્રમાણે પઢવું.

**બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ**
**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક મિન ફઝલિ-ક.**

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

શરાબ પીવડાવવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દિલનો ઈત્મીનાન (આત્મસંતોષ) ચાલી જાય છે. હરેક વખતે ડર લાગતો રહે છે કે, કોઈ જોઈ ન લે ! કયાંક ઈઝઝત ચાલી ન જાય ! કોઈ બદલો તો ન લે ! વગેરે. એનાથી જિંદગી કડવી થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક દુઆઓ મખ્લૂકની દરેક બૂરાઈથી બચાવે છે. જેમકે સૂરએ 'ઈખ્લાસ', સૂરએ 'નાસ' સવાર સાંજ ત્રણ ત્રણ વખત પઢવાથી મખ્લૂકની દરેક બુરાઈથી હિફાઝતનો હદીસે પાકમાં વાયદો છે.

## સબક : ૧૧૨

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

| ❶ | નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ |
|---|---|

وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ 'વલા અન્તુમ આબિદૂ-ન'

'અને ન તમે ઈબાદત કરશો.'

| ❷ | એક સુન્નત |
|---|---|

મસ્જિદમાંથી નીકળવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] **'બિસ્મિલ્લાહ'** પછી દુરૂદ શરીફ પઢવું :

**વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ**

[૨] તે પછી આ દુઆ પઢવી :

**'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક મિન ફઝલિ-ક'**

ત્રણે એક સાથે આ પ્રમાણે પઢવું.

**બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક મિન ફઝલિ-ક.**

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

મસ્જિદમાંથી નીકળતી વખતે પ્રથમ ડાબો પગ બહાર કાઢવો.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

શરાબ નીચોવવું કે દારૂ ગાળવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરતાં કરતાં તે દિલમાં વસી જાય છે અહીં સુધી કે મરતી વખતે કલિમા પણ મુખમાંથી નથી નીકળતો, બલ્કે જિંદગીમાં જે કાર્યો કરતો હતો તે જ જાહેર થાય છે. એક શખ્સને કલિમા પઢાવવા લાગ્યા તો તેણે કહ્યું કે,

'એ મારા મુખમાંથી નથી નીકળતો !'

અને મરી ગયો ! (અલ્લાહની પનાહ)

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કેટલીક ઈબાદતોથી હાજતો પૂરી થવામાં મદદ મળે છે. જેમ કે નમાઝે હાજત પઢીને દુઆ માંગવાથી અલ્લાહ તઆલા બંદાની હાજતને પૂરી ફરમાવી દે છે.

# સબક : ૧૧૩

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**
**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مَآاَعْبُدُ **'મા અઅબુદ'** 'મારા મા'બૂદ (અલ્લાહ)ની.'

وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ مَآ اَعْبُدُ

**'વલા અન્તુમ આબિદૂ-ન મા અઅબુદ'**

'અને ન તમે મારા મા'બૂદ (અલ્લાહ)ની ઇબાદત કરશો.'

## 2 એક સુન્નત

મસ્જિદમાંથી નીકળવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] 'બિસ્મિલ્લાહ', 'દુરૂદ શરીફ' અને દુઆ ત્રણે એક સાથે આ પ્રમાણે પઢવું :

**બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ**
**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક મિન ફઝલિ-ક.**

[૨] પ્રથમ ડાબો પગ મસ્જિદની બહાર કાઢવો.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

પ્રથમ જમણા પગમાં બૂટ કે ચંપલ પહેરવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

શરાબ નીચોડાવવું અર્થાત દારૂ ગળાવવું, બનાવડાવવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાની રહમતથી નિરાશ થઈ જાય છે એટલે તૌબા નથી કરતો અને તૌબા વગર જ મરે છે. એક શખ્સને મરતી વખતે કલિમાની તલ્કીન કરવામાં આવી તો તેણે કહ્યું કે,

'આ કલિમાથી શું થશે ! મેં તો કદી નમાઝ પઢી નથી !'

અને તે મરી ગયો. (અલ્લાહની પનાહ)

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાન અને દીનદારીની બરકતથી અલ્લાહ તઆલા એવા લોકોનો હામી અને મદદગાર થઈ જાય છે.

# સબક : ૧૧૪

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

لَكُمْ دِيْنُكُمْ 'લકુમ દીનુકુમ'

**ભાવાર્થ :**

'તમને તમારો બદલો મળશે.'

## 2 એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] મસ્જિદમાંથી નીકળતી વખતે પ્રથમ ડાબો પગ બહાર કાઢવો.

[૨] પ્રથમ જમણા પગમાં બૂટ કે ચંપલ પહેરવું.

આજના સબકથી સૂવાની સુન્નતો શરૂ થાય છે.

(સૂવાની પ્રથમ સુન્નત એ છે કે) બા-વુઝૂ સૂવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબના વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

શરાબ વેચવો પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દિલ પર એક કાળો ડાઘ લાગી જાય છે, જે તૌબાથી નીકળી જાય છે, નહિતર વધતો જ રહે છે અને એનાથી કુબૂલે હક (સાચી વાત સ્વીકારવાની) સલાહિય્યત નષ્ટ થઈ જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

જેઓ ઈમાન લાવ્યા છે અને નેક અમલ કરે છે, ફરિશ્તાઓને હુકમ થાય છે કે તેમના દિલોને કવી (મજબૂત) રાખે અને તેઓને સાબિત કદમ રાખે.



# સબક : ૧૧૫

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَلِىَ دِيْنِ 'વલિ–ય દીન'

**ભાવાર્થ :**

'અને મને મારો બદલો મળશે.'

## ❷ એક સુન્નત

આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] પ્રથમ જમણા પગમાં બૂટ કે ચંપલ પહેરવું.

[૨] (સૂવાની સુન્નત એ છે કે) બા–વુઝૂ સૂવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

જયારે પોતાના બિસ્તર (પથારી) પાસે આવે ત્યારે તેને પોતાના કપડાંના છેડાથી ત્રણ વખત ઝાટકવું.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

શરાબ ખરીદવું પણ મોટો ગુનાહ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દુનિયાથી લાગણી (ચાહત) અને આખિરતથી નફરત પેદા થઈ જાય છે, જેના કારણે આ નાશવંત દુનિયાના કામોમાં મશગૂલ થાય છે અને આખિરતના કામોથી કંટાળો આવે છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કામિલ (પરિપૂર્ણ) ઈમાનવાળાઓને અલ્લાહ તઆલા સાચી ઈઝઝત આપે છે.



# સબક ઃ ૧૧૬

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## ❶ નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

قُلْ اَعُوْذُبِرَبِّ الْفَلَقِ

**'કુલ અઊઝુ બિરબ્બિલ ફલક'**

'આપ કહો કે હું સવારના માલિકની પનાહ (આશરો) લઉં છું.'

## ❷ એક સુન્નત

સૂવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] (સૂવાની પ્રથમ સુન્નત એ છે કે) બા-વુઝૂ સૂવું.

[૨] જયારે પોતાના બિસ્તર (પથારી) પાસે આવે ત્યારે તેને પોતાનાં કપડાંના છેડાથી ત્રણ વખત ઝાટકવું.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સૂવાથી પહેલાં પોતાના બીજાં કપડાં બદલવા.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

શરાબની કમાણી (આવક) ખાવી પણ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી અલ્લાહ તઆલાનો ગઝબ (ગુસ્સો) નાઝિલ થાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાન અને ઈબાદતની બરકતથી અલ્લાહ તઆલા તેઓના બુલંદ મરતબાને વધારે બુલંદ (ઊંચા) ફરમાવે છે.



# સબક : ૧૧૭

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

مِنْ شَرِّ مَاخَلَقَ 'મિન શર્રિ મા ખલક'

**ભાવાર્થ :**

'તમામ મખ્લૂકાતની શર (બુરાઈ)થી.'

## 2 એક સુન્નત

સૂવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] જયારે પોતાના બિસ્તર (પથારી) પાસે આવે ત્યારે તેને પોતાનાં કપડાંના છેડાથી ત્રણ વખત ઝાટકવું.

[૨] સૂવાથી પહેલાં પોતાના બીજાં કપડાં બદલવા.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સૂતી વખતે બંને આંખોમાં ત્રણ ત્રણ સળી સૂરમો લગાવવો મર્દ અને ઔરત બંને માટે સુન્નત છે.

## ③ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

શરાબને ઊંચકીને લાવવું અર્થાત શરાબ પહોંચાડવાનું (કેરીઅર) તરીકેનું કામ કરવું પણ છે.

## ④ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી દિલની મજબૂતી અને દીનની પુખ્તગી ચાલી જાય છે.

## ⑤ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

ઈમાન અને ઈબાદત અર્થાત અલ્લાહ તઆલાની ફરમાંબરદારી કરવાથી મખ્લૂકના દિલોમાં એવા લોકોની મુહબ્બત નાંખી દેવામાં આવે છે અને ઝમીન પર તેઓને મકબૂલિય્યત આપવામાં આવે છે.



# સબક : ૧૧૮

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَمِنْ شَرِّ غَاسِقٍ اِذَاوَقَبَ

**'વ મિન શર્રિ ગાસિકિન ઈઝા વકબ'**

'અને અંધારી રાતના શર (બુરાઈ)થી
જયારે તે રાત આવી જાય.'

## 2 એક સુન્નત

સૂવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સૂવાથી પહેલાં પોતાનાં બીજાં કપડાં બદલવા.

[૨] સૂતી વખતે બંને આંખોમાં ત્રણ ત્રણ સળી સૂરમો લગાવવો મર્દ અને ઔરત બંને માટે સુન્નત છે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

સૂતી વખતે જમણી કરવટ પર કિબ્લા રુખ સૂવું મસનૂન છે. પેટ અને છાતી ઝમીન તરફ અને પીઠ

આસમાન તરફ થાય એ રીતે ઊંધા સૂવાની મનાઈ છે, કારણકે એવી રીતે શેતાન સૂએ છે.

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ) આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

શરાબ મંગાવવું પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

ગુનાહ કરવાથી ઘણી વખત નેકીઓના ફાયદા બરબાદ થઈ જાય છે.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

કામિલ (પરિપૂર્ણ) ઈમાનવાળા નેક લોકોના હકમાં કુર્આને પાક હિદાયત અને શિફા છે.



# સબક : ૧૧૯

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِى الْعُقَدِ

**'વ મિન શર્રિન્નફફાસાતિ ફિલ ઉકદ'**

'અને (દોરા-ધાગા)ની ગાંઠો પર પઢી પઢી ફૂંકનારા (જાદુ-મંત્ર-તંત્ર) કરનારાઓના શર (બૂરાઈ) થી.'

## 2 એક સુન્નત

સૂવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સૂતી વખતે બંને આંખોમાં ત્રણ ત્રણ સળી સૂરમો લગાવવો મર્દ અને ઔરત બંને માટે સુન્નત છે.

[૨] સૂતી વખતે જમણી કરવટ પર કિબ્લા રુખ સૂવું મસનૂન છે. પેટ અને છાતી ઝમીન તરફ અને પીઠ આસમાન તરફ થાય એ રીતે ઊંધા સૂવાની મનાઈ છે, કારણ કે એવી રીતે શેતાન સૂએ છે.

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

બિસ્તર (પથારી) પર સૂઈને આ દુઆ પઢે :

'અલ્લાહુમ્મ બિસ્મિ-ક અમૂતુ વ અહ્યા'

## ❸ એક મોટો (કબીરહ) ગુનાહ

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

જિહાદે શરઈથી ભાગવું પણ મોટો ગુનાહ છે.

## ❹ ગુનાહનાં નુકસાનો

બેશરમી અને બેહયાઈના કામોથી પ્લેગ અને એવી નવી નવી બીમારીઓ ફેલાય છે, જે અગાઉના લોકોમાં ન હતી. જેમકે આજે કેન્સર અને એઈડઝ.

## ❺ ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા

શુક્ર કરવાથી નેઅમતમાં વધારો થાય છે.



# સબક : ૧૨૦

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ

## 1 નમાઝમાં પઢાતા કલિમાતનો ભાવાર્થ

وَمِنْ شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ

**'વ મિન શર્રિ હાસિદિન ઈઝા હસદ'**

'અને હસદ ઈર્ષ્યા કરનારાઓના શર (બૂરાઈ)થી જયારે તેઓ હસદ કરવા લાગે.'

## 2 એક સુન્નત

સૂવાની આ બે સુન્નતો ગઈ કાલે બતાવી હતી :

[૧] સૂતી વખતે જમણી કરવટ પર કિબ્લા રુખ સૂવું મસનૂન છે. પેટ અને છાતી ઝમીન તરફ અને પીઠ આસમાન તરફ થાય એ રીતે ઊંધા સૂવાની મનાઈ છે, કારણકે એવી રીતે શેતાન સૂએ છે.

[૨] બિસ્તર (પથારી) પર સૂઈને આ દુઆ પઢે :

**અલ્લાહુમ્મ બિસ્મિ-ક અમૂતુ વ અહ્યા**

આજનો સબક (ત્રીજી સુન્નત) એ છે કે :

જો કોઈ બિહામણો ખ્વાબ દેખાય અને આંખો ખૂલી જાય તો **'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતા નિર્રજીમ'** ત્રણ વખત પઢીને ડાબી તરફ ધુતકારી દો અને કરવટ બદલી સૂઈ જાઓ.

| ③ | **એક મોટો (કબીરહ) ગુનાહ** |
|---|---|

મોટા મોટા ગુનાહો જેના પર સખત અઝાબની વઈદો (ચીમકીઓ)આવી છે તેમાંથી એક મોટો ગુનાહ :

રિશ્વત (લાંચ)ના વ્યવહારમાં ભાગ લેવો પણ છે. દા.ત., લાંચ આપવા-લેવાનો મામલો નકકી કરાવી આપવો.

| ④ | **ગુનાહનાં નુકસાનો** |
|---|---|

ઝકાત ન આપવાથી વરસાદ બંધ થઈ જાય છે.

| ⑤ | **ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા** |
|---|---|

આખિરતમાં સિરાતે મુસ્તકીમની મિસાલી સૂરત પુલ સિરાત સમાન છે. એટલે જે શખ્સે દુનિયામાં સિરાતે મુસ્તકીમ પર ઈસ્તિકામત કરી અર્થાત શરીઅત પર ખૂબ કાયમ રહ્યો તે પુલ સિરાત પરથી પળવારમાં સારી રીતે પસાર થઈ જશે.

# સમાપન

અલ્હમ્દુ લિલ્લાહ. ''એક મિનિટનો મદ્રસા''ના ૧૨૦ સબકો ત્રણ ચિલ્લા અર્થાત ચાર મહિના માટે થઈ ગયા. મસ્જિદોના ઈમામ સાહેબો હવે એટલું કરે કે સબક નં. ૧ થી ફરી પાછા સંભળાવવા શરૂ કરે. અલબત્ત, દરરોજ એક સુન્નત કોઈ કિતાબમાંથી જેવી કે :–

(૧) **'ગુલઝારે સુન્નત'** લેખક : હઝરત મૌલાના અસગરમિયાં સાહેબ દેવબંદી (રહ.)

(૨) **'રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતો'** જે આ અહકરની કિતાબ છે તેમાંથી સંભળાવતા રહે.

આ ૧૨૦ સબકોમાં અલ્હમ્દુ લિલ્લાહિ તઆલા નમાઝની, સૂઈને ઉઠવાની, બૈતુલ ખલા (સંડાસ)ની, વુઝૂની, મસ્જિદમાં દાખલ થવાની અને નીકળવાની તથા સૂવાની મોટા ભાગની સુન્નતો બયાન થઈ ગઈ છે.

જે સુન્નતો આ સબકોમાં બયાન નથી થઈ જેવી કે ખાવાની સુન્નતો, પીવાની સુન્નતો, લિબાસની સુન્નતો, અઝાન અને ઈકામતની સુન્નતો, સફર, નિકાહ, બીમારી, ઈયાદત અને મોતની સુન્નતો... વગેરે ઉપર લખેલી કિતાબોમાંથી એક એક સુન્નત દરરોજ સંભળાવે. એટલે કે એક સુન્નત ત્રણ દિવસ અને ત્રણ સુન્નતો એક દિવસ.

આ રીતે આખા વરસમાં ઉમ્મતને ૩૬૦ સુન્નતો યાદ થઈ શકે છે અને પૂરી જિંદગી સુન્નત પ્રમાણે બનાવી શકાય છે. માત્ર દરેક સબકમાં એક નવી સુન્નત ઉપરની કિતાબોમાંથી સંભળાવી દે.

બાકીના વિભાગો જેવા કે એક મોટો (કબીરહ) ગુનાહ, ગુનાહનાં નુકસાનો, ફરમાંબરદારી અને ઈબાદતના ફાયદા દરેક સબકમાં જે છે તે સંભળાવી દે. એ જ પ્રમાણે આખું વરસ એક મિનિટનો મદ્રસા ચાલુ રાખે.

દુઆ છે કે અલ્લાહ તઆલા આખી દુનિયામાં એક મિનિટનો મદ્રસા ચાલુ ફરમાવે.

**મદ્રસે એક મિનટ કે ઔર યહ અનવાર સુન્નત કે,**
**જહાંમેં આમ હો જાએ યહ સબ ગુલઝાર સુન્નત કે.**

ઉમ્મતે મુસ્લિમહના માટે એનો ફાયદો સાર્વજનિક અને સંપૂર્ણ બનાવે તથા એને કબૂલિય્યતનો શર્ફ (બહુમાન) અતા ફરમાવે.

**આમીન. યા રબ્બલ આલમીન.**
**રબ્બના તકબ્બલ મિન્ના ઈન્ન-ક અન્તસ્સમીઉલ અલીમ :**
**વ આલિહી વ સહબિહી અજમઈન બિરહમતિ-ક યા અર હમર્રાહિમીન.**

૨૪, જુમાદલ ઊલા, ૧૪૧૦ — અહકર,
૨૪, ડિસેમ્બર, ૧૯૮૯ — **મુહમ્મદ અખ્તર**
રવિવાર, સવાબાર વાગે — અફલ્લાહુ અન્હૂ

# ગીબતની સુધારણા

## ગીબતના નુકસાનો અને તેના ઈલાજો

**❋ સંપાદક ❋**

**મુરશિદી વ મૌલાઈ**
**હઝરત મૌલાના શાહ અબરારુલ હક સાહબ**
**મદઝિલ્લહુમુલઆલી**
**નાઝિમ : મજલિસે દઅવતુલ હક, હરદોઈ (યુ.પી.)**

આજકાલ ગીબતનું ઘણું જોર છે. જો કે એ એવી બૂરી આદત છે કે જેનાથી દીન અને દુનિયા બંનેની રુસ્વાઈ તથા ખરાબીનો સબળ અંદેશો છે. એટલે કેટલાક અહબાબની ઈચ્છાના કારણે ટૂંકમાં ગીબતના કેટલાક નુકસાનો અને તેના ઈલાજો બુઝુર્ગોની કિતાબો તથા ઈર્શાદાતમાંથી સંપાદિત કરીને પ્રગટ કરવામાં આવે છે. આ વાતોને વારંવાર વિચારવાથી અને એના પર અમલ કરવાથી ઈન્શાઅલ્લાહ તઆલા આ રોગમાંથી મુકત થઈ જશે અને એનાથી હિફાઝત રહેશે.

૧ ગીબતની હાનિ અને નુકસાન એ છે કે એનાથી કુસંપ પેદા થાય છે અને કુસંપથી મુકદમાબાઝી, લડાઈ, ઝઘડા સર્વ કંઈ થાય છે. સંપ અને એકતામાં

જે ફાયદાઓ અને લાભો હોય છે, કુસંપની હાલતમાં તેનાથી પણ મહરૂમી થઈ જાય છે.

૨ ગીબત કરતાની સાથે જ દિલમાં એની જે ઝુલ્મત (અંધારુ) પેદા થાય છે તેનાથી સખત તકલીફ થાય છે, જાણે કોઈએ ગળું ગુંગળાવી દીધું હોય. જેના દિલમાં જરા પણ લાગણી હોય તેને આ વાત મહસૂસ થાય છે.

૩ ગીબત કરવાથી દીન અને દુનિયા બંનેનું નુકસાન એ છે કે જેની ગીબત કરી છે તે જો સાંભળવા પામે તો ગીબત કરનારાની ફજેતી કરી નાંખે, બલકે ખબર લઈ નાંખે.

૪ હદીસ શરીફમાં છે કે, ગીબત ઝિના (બદકારી) કરતાં પણ વધારે નુકસાનકારક છે.

૫ ગીબત કરનારાની અલ્લાહ તઆલા બખ્શિશ ફરમાવશે નહિ જયાં સુધી બંદો માફ ન કરે, કારણકે એ હુકૂકુલ ઈબાદ છે.

૬ ગીબત કરવું જાણે પોતાના મરેલા ભાઈનું ગોશ્ત ખાવું છે ! ભલા કોણ એવો હશે જે પોતાના મરેલા ભાઈનું ગોશ્ત ખાશે ! જેવી રીતે એને (પોતાના મરેલા ભાઈના ગોશ્ત ખાવાને) ખરાબ અને ધૃણાજનક ખ્યાલ કરવામાં આવે છે એ જ રીતે ગીબત અંગે પણ વર્તન કરવું જોઈએ.

૭ ગીબત કરનારો બુઝદિલ, કાયર, ડરપોક હોય છે એટલે જ પીઠ પાછળ બુરાઈ કરતો ફરે છે.

૮ ગીબત કરવાથી ચહેરાનું નૂર ફીકું પડી જાય છે અને એવા શખ્સને દરેક માણસ ઝિલ્લતની નિગાહથી જુએ છે.

૯ ગીબતનું મોટું નુકસાન એ છે કે કિયામતના દિવસે ગીબત કરનારાની નેકીઓ, જેની ગીબત કરી છે તેને આપી દેવામાં આવશે. જો એનાથી કમી પૂરી ન થશે તો જેની ગીબત કરી છે તેની બદીઓ તેની ગરદનમાં ભેરવી દેવામાં આવશે, જેના પરિણામે જહન્નમમાં દાખલ થશે. એવા શખ્સને હદીસ શરીફમાં દીનનો મુફલિસ ફરમાવવામાં આવેલો છે, માટે દુનિયામાં જ એની માફી કરાવી લેવી જોઈએ.

૧૦ ગીબતનો અમલી ઇલાજ પણ કરવો જોઈએ. તે એ છે કે જયારે કોઈ (તમારી હાજરીમાં બીજાની) ગીબત કરે અને મનાઈ કરવા માટે (તમે) શકિતમાન હો, તો મનાઈ કરી દો, નહિતર ત્યાંથી પોતે ઊઠી જવું જરૂરી છે. તેને ખોટું લાગવાની ચિંતા ન કરે, કારણકે બીજાની દિલ શિકની (દિલ દુ:ખાવવા)ના કરતાં પોતાની દીન શિકની (દીનને નુકસાન પહોંચાડવા)થી બચવું વધારે જરૂરી છે.

એ રીતે જો ઊઠી ન શકે તો કોઈ બહાનું કાઢીને ઊઠી જાય અથવા હેતુપૂર્વક (વાતનો વિષય બદલીને) કોઈ બીજી જાઈઝ વાત શરૂ કરી દેવામાં આવે.

૧૧ ગીબતનો અજીબ અને ગરીબ એક અમલી ઈલાજ એ છે કે જેની ગીબત કરે તેને પોતાની આ હરકતની જાણ કરતો રહે. સતત આ પ્રમાણે કરવાથી થોડાં વખતમાં ઈન્શાઅલ્લાહ તઆલા આ રોગ બિલકુલ દૂર થઈ જશે.

**સૂચના : ૧**

ગીબતનો અર્થ એ છે કે કોઈ મુસલમાનની પીઠ પાછળ તેના વિષે કોઈ એવી વાત કરવી કે જો તે સાંભળે તો તેને દુઃખ થાય. દા.ત. કોઈને બેવકૂફ કે કમઅકકલ કહેવો, કોઈના ખાનદાન કે જાતિમાં ખામી કાઢવી. કોઈ શખ્સની હરકત કે મકાન યા જાનવર, લિબાસ વગેરે જેની સાથે તેનો સંબંધ હોય તેની કોઈ ખામી એવી બયાન કરવી જેને સાંભળવાથી તેને દુઃખ થાય. એ ખામી ભલે ઝબાનથી જાહેર કરવામાં આવે કે સંકેત વડે, હાથ તથા આંખના ઈશારાથી જાહેર કરવામાં આવે અથવા તેની નકલ કરવામાં આવે, એ બધું જ ગીબતમાં દાખલ છે.

૧૨ સંપૂર્ણ ફાયદો મેળવવા માટે આ બાબતોની સાથે સાથે કોઈ કામિલ સુધારક (પીર) સાથે ઈસ્લાહી

સંબંધ પણ જરૂરી છે કે જેથી જો આ તદબીરો (ઉપાયો)ની અસર જાહેર ન થાય તો તેમની સમક્ષ રજૂઆતો કરી શકાય.

**સૂચના : ૨**

કેટલાંક સંજોગોમાં ગીબત જાઈઝ છે. દા.ત. જયાં કોઈ શખ્સની હાલત છુપાવવાથી દીનની કે બીજા મુસલમાનોને નુકસાન થવાની સંભાવના હોય તો ત્યાં તેની હાલત જાહેર કરી દેવી જોઈએ. એ મના નથી. એ ખૈર ખ્વાહી અને નસીહતમાં દાખલ છે. અલબત્ત, એ જરૂરી છે કે જેની ગીબત કરવા ચાહે તેના હાલાત લખીને આલિમે બા–અમલથી પૂછી લે. તેમના ફતવા બાદ તે પર અમલ કરે. જો દીની જરૂરત નથી, બલકે માત્ર નફસાનિયત છે તો એવા સંજોગોમાં હાલતે વાકિઈ (સાચી હકીકત) બયાન કરવું ગીબતે હરામમાં દાખલ છે અને તહકીક (તપાસ) કરવા વગર તો કોઈના ઐબ બયાન કરવા બોહતાન (ખોટો આરોપ) છે.

**સૂચના : ૩**

જો શૈખ (પીર)ની મજલિસમાં પણ ગીબત થવા લાગે તો તરત જ ઊઠી જવું જોઈએ. જેવી રીતે વરસાદ ઉમદા ચીઝ છે. એમાં નહાવું ફાયદાકારક પણ છે, પરંતુ (બરફના) કરાં પડવા લાગે તો ભાગવું જ જોઈએ.

# ગુસ્સાનો અકસીર ઈલાજ

* સંપાદક *

મુરશિદી વ મૌલાઈ

**હઝરત મૌલાના શાહ અબરારુલ હક સાહેબ**

દામત બરકાતુહુમ

નીચેની સૂચનાઓને વારંવાર એટલી વખત વાંચો કે ગુસ્સાના સમયે યાદ રહે.

(ગુસ્સો આવે ત્યારે આટલું કરો.)

૧ પૂરી અઊઝુ બિલ્લાહ પઢો.

૨ વુઝૂ કરી લો.

૩ ઊભા હોય તો બેસી જાઓ.
બેઠેલાં હોય તો સૂઈ જાઓ.

૪ જેના પર ગુસ્સો આવતો હોય તેની સામેથી હટી જાઓ અથવા તેને હટાવી દો.

૫ કોઈ સાલિહ (નેક માણસ)ની સુહબતમાં બેસો.

૬ અલ્લાહના ઝિક્રમાં મશગૂલ થઈ જાઓ તેમજ દુરૂદ શરીફ પઢો.

૭ જેના પર ગુસ્સો આવતો હોય તેની સાથે બને ત્યાં સુધી વાત ન કરો, કોઈ વહેવાર ન કરો.

૮ એ વિચારો કે ગુસ્સો ઈમાનને એવી રીતે ખરાબ કરી દે છે જેવી રીતે એલવા (એળિયો) મધને ખરાબ કરી દે છે.

૯ એ વિચારો કે હું પણ અલ્લાહ તઆલાનો ગુનાહગાર છું. જો મારા ગુનાહોની પકડ કરવામાં આવે તો નજાત મેળવવું મુશ્કેલ છે. એટલે બીજાઓની ખતાઓ માફ કરવાથી ઉમ્મીદ છે કે મારી ખતાઓ માફ થઈ જાય. એટલે જેના પર ગુસ્સો આવે છે તેને દરગુઝર કરવું એ જ બહેતર છે.

૧૦ જો ઉપરની સૂચનાઓથી વિરુદ્ધ કામ થઈ જાય તો ૫૦ (પચાસ) પૈસાથી લઈ (દસ) રૂપિયા સુધી ખૈરાત કરો અને ચાર રકાત નફલ નમાઝ પઢો.



# મુનાજાતે મકબૂલ (દુઆ)

## બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

અય અલ્લાહ ! હમ આજિઝ બંદે તેરી પાકી બયાન કરતે હૈં ઔર તેરે આગે હાથ ફૈલાતે હૈં !

અય અલ્લાહ ! હમારે દિલોંકો ઈખ્લાસકે સાથ અપને દીનકી તરફ ફેર દે !

અય અલ્લાહ ! હમારે સગીરહ ઔર કબીરહ ગુનાહોંકો મઆફ ફરમાં દે !

અય અલ્લાહ ! હમકો પકકા ઔર સચ્ચા મુસલમાન બના દે !

અય અલ્લાહ ! હમારી મુશ્કિલાતકો હલ ફરમા દે !

અય અલ્લાહ ! હમકો ઈસ્લામ પર ઈસ્તિકામત અતા ફરમા !

અય અલ્લાહ ! હમસે રાઝી હો જા, હમકો શૈતાન ઔર નફસકે શરસે બચા !

અય અલ્લાહ ! ઈમાન કે સાથ ખાતિમા ફરમાં !

અય અલ્લાહ ! ક્રિયામત કે રોઝ રુસ્વાઈસે બચા લેના !

| | |
|---|---|
| અય અલ્લાહ ! | હમારે કદમોંકો સિરાતે મુસ્તકીમ પર કાઈમ રહનેવાલા બના દે ! |
| અય અલ્લાહ ! | અપની રઝા પર રાઝી રહનેકી તૌફીક અતા ફરમા ! |
| અય અલ્લાહ ! | અપની ખાસ રહમત નાઝિલ ફરમા ઔર અપને કહરો ગઝબસે બચા લે ! |
| અય અલ્લાહ ! | અપને અર્શકે સાએમેં જગા ઈનાયત ફરમા ! |
| અય અલ્લાહ ! | કિયામતકે રોઝ અપના દીદાર નસીબ ફરમા ! |
| અય અલ્લાહ ! | કુલ ઉમ્મતે મુહમ્મદિય્યહ (સલ.)કો હશ્રકી રુસ્વાઈસે પનાહ ઈનાયત ફરમા ! |
| અય અલ્લાહ ! | ઈસ્લામકા બોલબાલા ફરમા ! ઈસ્લામકા ઝંડા બુલંદ ફરમા ! |
| અય અલ્લાહ ! | તમામ મુસલમાનોંકો ખ્વાબે ગફલતસે બેદાર કર દે ! |
| અય અલ્લાહ ! | ઈસ્લામકી હિફાઝત ફરમા ! હમારી ખતાઓંકો મઆફ ફરમા ! |
| અય અલ્લાહ ! | હમકો કબ્રકે અંધેરે ઔર અઝાબસે બચાના ! |
| અય અલ્લાહ ! | હમેં ઈખ્લાસ નસીબ ફરમા ! |

અય અલ્લાહ ! મુનકર નકીરકે સવાલાતકે વકત હમારી મદદ ફરમા !

અય અલ્લાહ ! હમારા નામએ આ'માલ દાહને હાથમેં દેના !

અય અલ્લાહ ! હમારે કારોબારમેં અપની રહમતસે બરકત ઔર તરકકી ફરમા !

અય અલ્લાહ ! હમેં હલાલ રોઝી નસીબ ફરમા !

અય અલ્લાહ ! હમારે દિલોંસે હસદ, બુગ્ઝ ઔર કીના દૂર ફરમા !

અય અલ્લાહ ! હમકો દજ્જાલકે ફિતનેસે મહફૂઝ ફરમા !

અય અલ્લાહ ! હમકો મૌતકી સખ્તીસે મહફૂઝ ફરમા !

અય અલ્લાહ ! હમકો કિયામતકી ગરમીસે ઔર જહન્નમકી આગસે મહફૂઝ ફરમા !

અય અલ્લાહ ! પુલ સિરાતકા રાસ્તા આસાન કર દે !

અય અલ્લાહ ! જન્નતુલ ફિરદૌસમેં જગા ઈનાયત ફરમા !

અય અલ્લાહ ! હમે જલ્દસે જલ્દ હજ કરનેકા મોકા અતા ફરમા !

અય અલ્લાહ ! બે ઔલાદકો નેક ઔર સાલિહ

ઔલાદ અતા ફરમા !

અય અલ્લાહ ! તંગદસ્તી, ખૌફ, ગભરાહટ ઔર કર્ઝ કે બોઝકો દૂર ફરમા !

અય અલ્લાહ ! હુઝૂર સરવરે કાઇનાત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમકે પ્યારે તરીકે હમકો સિખા દે !

અય અલ્લાહ ! ઉનકે પ્યારે સહાબા (રદિ.)કે અમલોકી જિલા હમારે હર કામમેં પૈદા ફરમા દે !

અય અલ્લાહ ! હમારે બચ્ચોંકો ઈલ્મે દીનકી દૌલતસે સરફરાઝ ફરમા !

અય અલ્લાહ ! હમારે બચ્ચોંકો નેક ઔર સાલિહ બના દે !

અય અલ્લાહ ! હમ ગુનાહોંકે બોઝ સે દબે હૂએ હૈં, સિર્ફ તેરી રહમત કા આસરા હૈ !

અય અલ્લાહ ! તૂ હમકો અપની રહમતસે બખ્શ દે !

અય અલ્લાહ ! હમારે દિલોંમેં અપની ઔર અપને રસૂલ (સલ.)કી મુહબ્બત અતા ફરમા !

અય અલ્લાહ ! કિયામત કે દિન હુઝૂરે અકરમ (સલ.)કી શફાઅત નસીબ ફરમા !

અય અલ્લાહ ! હમારી દૂઆઓંકો કુબૂલ ફરમા !

**આમીન !**